# ભરતખંડનો ટુંક ઇતિહાસ.



ર. છ. દલાલ.

શાળોપયોગી

# ભરતખંડનો ટુંક ઇતિહાસ.

## ભાગ ૨.

લેખક:

રમણલાલ છગનલાલ દલાલ.

બી. એ. એસ. ટી. સી.

( Senior History teacher, Sir J. J. High School, Surat. )

ઈ. સ. ૧૯૩૧.

કીં. ૦–૬–૦

પ્રકાશક:

**રમણલાલ છગનલાલ દલાલ**

શાહપોર-સુરત.

મુદ્રક—**નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ.**

મુદ્રણાલય:—ધી "શંકર" પ્રિન્ટીંગ પ્રેસ.

ઠે૦ ચૌટા પુલ ટાંકી પાસે—સુરત.

# પ્રસ્તાવના

આ પુસ્તકનો પહેલો ભાગ વિદ્યાર્થી તથા શિક્ષકબંધુ સમક્ષ રજુ કરવામાં આવ્યો છે. આ તેનો દ્વિતીય ભાગ છે. પ્રથમ ભાગમાં જે પદ્ધતિ અનુસરવામાં આવી છે તેજ આ ભાગમાં પણ કાયમ રાખવામાં આવી છે. પુસ્તકને છેડે સ્કોલરશીપ, વર્નાક્યુલર ફાઈનલ, તથા બીજી પરીક્ષાના પ્રશ્નો આપવામાં આવ્યા છે.

ઇતિહાસના શિક્ષક તરીકેના બાર વર્ષના અનુભવ પછી મને એમ જણાયું કે ઇતિહાસને સંક્ષિપ્ત રૂપમાં પ્રગટ કરવાની આવશ્યકતા છે. કારણ કે ઇતિહાસ એવી વસ્તુ છે કે જેની વિગત રોજને રોજ વધતીજ જાય છે. આજકાલ દેશમાં તથા પરદેશમાં ઘણી ઘણી નવી બીનાઓ બનતીજ રહે છે. અને તેની માહિતી તો વિદ્યાર્થીઓને અવશ્ય હોવીજ જોઇએ. તેથી જો પ્રાચીન તથા મધ્યયુગની બાબતોને તથા વિગ્રહોને ગૌણ તથા સંક્ષિપ્ત રૂપ આપીએ તોજ આજની વિગતોનો પણ ટુંક સારજ આપી શકાય. એ હેતુથીજ આ પુસ્તક ટુંક રૂપમાં પ્રગટ કરવામાં આવ્યું છે. આથી વિદ્યાર્થીઓને જાણવાની બધીજ બાબતોનું જ્ઞાન તો મળશેજ, પરંતુ મગજ પર વધારે બોજો લાદવાની જરૂર રહેશે નહિ. ઉચ્ચ ધોરણની પરીક્ષાઓ માટે પણ હવે આજ ક્રમ દાખલ થયો છે તેથી વિદ્યાર્થીઓને તથા શિક્ષકોને આ પુસ્તક અનુકુળ થઈ પડશે એમ અમારૂં નમ્ર રીતે માનવું છે.

પુસ્તકમાં ખામીઓ હોય તો તે તરફ મારૂં લક્ષ ખેંચવાની હું દરેક શિક્ષક બંધુને વિનંતી કરૂં છું.

જ્યેષ્ઠ સુદ ૧૫<br>
તા. ૩૧-૫-૩૧<br>
સુરત.

ર. છ. દલાલ.

# અનુક્રમણિકા.

## મરાઠા રાજાઓનો વિસ્તાર. (ઇ. સ. ૧૬૬૪-૧૮૫૯)

શાહજી (બિજાપુરની નોકરીમાં)




શાહજી ( આપાસાહેબ ) પુત્ર વિના મરણ પામ્યો. તેથી તેનું રાજ્ય દલહાઉસિના વખતમાં ખાલસા થયું

---

## પેશ્વાઓ.

બાળાજી વિશ્વનાથ



# ભરતખંડનો ટુંક ઇતિહાસ.

## ભાગ ૨.

### મરાઠાનો સમય-(ઈ. સ. ૧૪૪૬ થી ઈ. સ. ૧૮૨૮)

### પ્રકરણ ૨૧ મું.

### મરાઠાઓની સત્તા.

મરાઠાના ઉદયના કારણો. શિવાજીનું બાળપણ. શિવાજીની કારકીર્દી. શિવાજી અને મોગલ રાજાઓ. રાજ્યાભિષેક. અષ્ટ-પ્રધાન મંડળ. ચારિત્ર.

**મરાઠાના ઉદયના કારણો.**

દખ્ખણનો પ્રદેશ હિંદુસ્થાનના નકશામાં ઘણી સારી રીતે ગોઠવાયલો છે. તે ટેકરીવાળો પ્રદેશ છે. તેથી ત્યાંના રહેવાશીઓ કુદરતી રીતે મજબુત બાંધાના, સખત કામ કરી શકે એવા, સહનશીલ, દૃઢ, અને ધૈર્યવાન હોય છે. ત્યાંની આબોહવા તેઓને ઘણી અનુકૂળ હોય છે. તેઓને પોતાના દેશને માટે ઘણી લાગણી હોય છે. તેઓ સ્વતંત્રતાને ચાહનારા હોય છે. જ્યારે ઔરંગજેબે હિંદુઓપર જુલમ ગુજારવાનો શરૂ કર્યો તે વખતે મરાઠાઓ હિંદુ ધર્મનું રક્ષણ કરવાને માટે તૈયાર થયા હતા. તે વખતે દખ્ખણના સુલતાનો મરાઠાઓને ઉંચી પદવીઓ આપતા. કેટલાક મરાઠાઓ ઉંચી પદવીઓ ભોગવી પ્રસિદ્ધ થયા હતા. તે ઉપરાંત ૧૭ મા સૈકામાં મહારાષ્ટ્રમાં સુધારાની ચળવળ ચાલી રહી હતી. તુકારામ અને રામદાસ જેવા મોટા સંત મહાત્માઓ થઈ ગયા હતા. તેઓએ ધર્મનો પ્રચાર કર્યો હતો અને ધર્મમાં જાગૃતિ આણી હતી. હિંદુ ધર્મનું રક્ષણ કરવું એ આપણી ફરજ છે એવો બોધ તેઓએ લોકોને કર્યો હતો.

મરાઠાઓનો પહેલો રાજા શિવાજી હતો. તે ભોંસલે વંશનો હતો.

**શિવાજી.** તેનો દાદો અહમદનગર અને બીજાપુરના રાજ્યનો સરદાર હતો; અને બાપ બીજાપુરના રાજાની નોકરીમાં હતો.



શિવાજી.

**શિવાજીનું બચપણ.**

શિવાજીનો જન્મ ઇ. સ. ૧૬૩૦માં શિવનેરીમાં થયો હતો. તેના બાપનું નામ શાહજી અને માનું નામ જીજીબાઇ હતું. શાહજી બહાદુર, કુશળ અને ચાલાક લડવૈયો હતો. જીજીબાઇ ઘણી પવિત્ર, દૃઢ અને ધર્મિષ્ઠ સ્ત્રી હતી. શિવાજી તેને સાક્ષાત ભવાનીરૂપ માનતો હતો. નાનપણમાં શિવાજીને દાદાજી કોંદેવ નામના એક શિક્ષકે કેળવણી આપી હતી. રામાયણ અને મહાભારતની વાર્તાઓ શિવાજીના સમક્ષ કહેવામાં આવતી. શિવાજીને આ વાર્તાઓ સાંભળવામાં ઘણો શોખ હતો; તેથી તેનામાં વીર રસની ઝમાવટ થઈ હતી. તેને ઘોડે બેસવાની, તીર ફેંકવાની, તરવાર વાપરવાની અને યુદ્ધમાં ઉપયોગી થઇ પડે એવી કેળવણી આપવામાં આવી હતી. તેમજ તે વખતે સંત મહાપુરૂષોની વાણી સાંભળી શિવાજીને પોતાના ધર્મનું રક્ષણ કરવાનું દૃઢ મન થયું હતું. નાનપણથી તેનાપર કેટલાક દુઃખો પડયા હતા તેથી તે સ્વતંત્ર, સ્વાશ્રયી, ધૈર્યવાન, દૃઢ અને બળવાન થયો હતો. બીજાં સંસ્કારો પણ સારા પડયા હતા, અને તેના પરિણામે શિવાજી જ્યારે મોટો થયો અને રાજા થયો ત્યારે તેણે સારા સારા કાર્ય કરી સારા સંસ્કારો પ્રદર્શિત કર્યા હતા. તેના ગુરૂ રામદાસ હતા.

**શિવાજીની કારકીર્દી.**

મરાઠા સરદારો પોતાના ડુંગરી કિલ્લાઓમાં રહેતા અને તળેટીએ આવેલાં ગામોના ખેડુતો ઉપર રાજ્ય કરતા. આ ગામોમાં વસનારા અર્ધા ખેડુત અને અર્ધા લૂટારા હતા. તેમનું લશ્કર બનાવી મરાઠા સરદારો આસપાસના પ્રાંતોમાં લૂટફાટ કરતા. એવા સરદારો જોડે શિવાજી જતો. પછી એણે પોતાની લશ્કરી ટુકડી બનાવી પોતે લૂટવા નિકળતો. આમ કરી તોરણા; સિંહગઢ, પુરંધર અને કલ્યાણના કિલ્લાઓ એક પછી એક એણે લીધાં. આ બધા કિલ્લાઓ બીજાપૂરના રાજાની સત્તામાં હોવાથી બીજાપૂરના રાજાએ તેના અમલદાર શાહજીને કહ્યું કે શિવાજીને આગળ આવતા અટકાવો. પણ શિવાજીએ તે માન્યું

નહિ. તેથી બીજાપુરના રાજાએ શાહજહાનના કહેવાથી શાહજીને કેદ કર્યો. કારણકે શિવાજી મોગલ પ્રાંતોમાં પણ ઘુસી ગયો હતો. શિવાજીને તેના બાપને માટે ઘણી લાગણી હોવાથી તેને છોડવવાનો પ્રયત્ન કીધો. શિવાજીએ ચઢાઈ કરવાનું તથા હુમલા કરવાનું બંધ કર્યું એટલે અમુક સરતે શાહજીને છોડવામાં આવ્યો. પણ થોડા વખતમાં શિવાજીએ પોતાનું કામ શરૂ કર્યું; અને લૂટ ચલાવી. બીજાપૂરનો રાજા આથી ગુસ્સે થયો અને તેણે અફ્ઝલખાનને શિવાજીની સામે લશ્કર લઇને મોકલ્યો. રસ્તામાં અફ્ઝલખાને શિવાજીના મોટાભાઇ શંભાજીનું કર્ણાટકમાં ખૂન કરાવ્યું; અને કેટલાક હિંદુ દેવળો તોડી પડાવ્યા. આથી શિવાજી ઘણો ગુસ્સે થયો. અફ્ઝલખાને પુના પાસે આવી છાવણી નાંખી અને શિવાજીને એકાંતમાં મળવાનું કહેણ મોકલ્યું. શિવાજીને સુલેહ કરવાની ઇચ્છા હતી તેથી તેને તે કહેણ સ્વીકાર્યું. એકાંતમાં મળવાનું હતુ તેથી અને કદાચ અફ્ઝલખાન દગો કરે તેથી પોતાના બચાવને માટે શિવાજીએ વાઘનખ, તલવાર વગેરે રાખ્યા હતા. અને થયું પણ તેમજ. અફ્ઝલખાને શિવાજીને પકડવાનો પ્રયત્ન કર્યો શિવાજી ચેતી ગયો અને તરતજ અફ્ઝલખાન પર તૂટી પડયો અને તેને મારી નાંખ્યો* પછી શિવાજીનું લશ્કર અફ્ઝલખાનના લશ્કર પર તૂટી પડયું અને તેને ઘણે દૂર નસાડી મૂકયું. મરાઠાઓને પુષ્કળ લૂટ મળી અને શિવાજીએ કોંકણ પ્રાંત તાબે કર્યો.

શિવાજી છત્રપતિ તો કયારનોયે થયો હતો. કેટલાક મોગલ પ્રાંતોમાંથી તે ચોથાઈ ઉઘરાવતો હતો એટલે એની હકુમત તો ચાલુજ હતી. પણ રાજા તરીકેનો તેનો રાજ્યાભિષેક ઇ. સ. ૧૬૪૭ માં રાયગઢના કિલ્લામાં થયો. તે વખતે ત્રાજવામાં તે સોનાથી તોલાયો હતો અને તે સોનું બ્રાહ્મણોને દાન કરવામાં આપ્યું હતું.

**શિવાજીનો રાજ્યાભિષેક**

હવે તે ગૌબ્રાહ્મણ પ્રતિપાલક, સ્વધર્મ સંરક્ષક વગેરે નામોથી જાણીતો

* શિવાજીને આ યુકિત એના સરદાર પંતાજી ગોપીનાથે બતાવી હતી.

હતો. તેના રાજ્યાભિષેક પછી શિવાજીએ કર્ણાટક અને તેની આસપાસનો પ્રદેશ ખાલસા કીધો. જંજીરા લેવાનો પ્રયત્ન કીધો પણ ફાવ્યો નહિ. તે ઈ. સ. ૧૬૮૦માં મરણ પામ્યો.

રાજ્યનો કારભાર ચલાવવા માટે શિવાજીએ આઠ પ્રધાનનું એક મંડળ નીમ્યું હતું. તે દરેક પ્રધાનના હાથ નીચે એકેક ખાતું હતું. તે

**શિવાજીનું અષ્ટ પ્રધાનમંડળ**

ખાતાઓ (૧) મુખ્ય પ્રધાનનું ખાતું. (૨) હિસાબી અને મહેસુલ ખાતું. (૩) દફતર ખાતું. (૪) ખાનગી કામકાજ ખાતું. (૫) લશ્કરી ખાતું. (૬) ન્યાયાધીશનું ખાતું (૭) પરદેશ ખાતું. (૮) ધર્મ-દાન ખાતું. એમ હતા. આમ કરવામાં શિવાજીનો હેતુ એ હતો કે તેની ગેરહાજરીમાં પણ રાજ્ય ઘણી સારી રીતે ચાલી શકે. દરેક પ્રધાન શિવાજીને જવાબદાર રહેતો. હાલના અંગ્રેજ રાજ્યમાં પણ વાઈસરોયની કૌંસીલમાં આઠ ખાતા છે. શિવાજીનું રાજતંત્ર તેની સાથે મળતું આવે છે.

**શિવાજીનું લશ્કર ખાતું**

શિવાજીનું લશ્કર ખાતું ઘણું મોટું હતું. ઘોડેસ્વાર અને પાયદળ એમ બે જાતનું લશ્કર હતું. સિપાઈઓને રોકડ પગાર આપવાનું શરૂ કરવામાં આવ્યું. તેની વ્યવસ્થા ઘણી સારી હતી.

શિવાજી ગોરો અને કદે ઠીંગણો હતો. તેનો ચહેરો રૂઆબદાર હતો. તેનો મુખ્ય આદેશ હિંદુ ધર્મનું રક્ષણ, મુસલમાનો સામે કરવાનો હતો.

**શિવાજીનું ચારિત્ર**

મોગલો તેને ડુંગરોનો ઉંદર કહી ગયા છે. અફઝલખાનના વધથી તેની કીર્તિને કલંક લાગ્યું હોય એવું માનવાને કાંઈજ કારણ નથી. તે મોટો રાજ્યસ્થાપક હતો. દક્ષિણમાં તેણે સ્વરાજ્ય સ્થાપ્યું હતું. તે ઘણો પ્રતિભાશાળી અને ચારિત્ર્યવાન હતો. તે યુદ્ધ કળામાં અને રાજ્યકાર-ભારમાં ઘણો કુશળ હતો. શિવાજીની રાષ્ટ્રિય ચળવળ ઘણે દૂર સુધી પ્રસરી હતી. શિવાજી સરદાર તરીકે તથા લડવૈયા તરીકે તેમજ રાજકીય પુરૂષ તરીકે બાહોશ અને કુશળ હતો.

**ઉપસંહાર માટે પ્રશ્નો:**—૧. મરાઠાના ઉદયના કારણો આપો. ૨. શિવાજીના બચપણ વિશે ટુંક હકીકત લખો. તેને કોણે, અને કેવી રીતે, કેળવણી આપી હતી? તેની અસર શિવાજીપર શી રીતે થઈ? ૩. શિવાજીના અષ્ટ પ્રધાન મંડળપર ટુંક નોંધ કરો અને લશ્કર ખાતાની વ્યવસ્થા જણાવો. ૪. હાલની રાજ્યવ્યવસ્થા શિવાજીની રાજ્યવ્યવસ્થા સાથે કેવી રીતે મળતી આવે છે? ૫. શિવાજીનું ચારિત્ર લખો. તમે તેમાંથી શું ગ્રહણ કરો છો? ૬. શિવાજી શા માટે મહાન પુરૂષ ગણાય છે?

---

# પ્રકરણ ૨૨ મું.

## શિવાજીનો વંશ.

**શંભાજી. રાજારામ. શંભાજીનું ચારિત્ર. રાજારામનો રાજકારભાર. તારાબાઈ અને તેનો રાજવહીવટ.**

**શંભાજી** શિવાજીનો મોટો છોકરો હતો. રાજારામ શિવાજીનો બીજો છોકરો હતો શિવાજીના મરણ વખતે શંભાજી કેદમાં હતો. તેથી રાજારામે ગાદી લીધી. પણ શંભાજીને ખબર પડી કે તરતજ તે રાયગઢ આવ્યો અને ગાદી લીધી. શંભાજી ગાદીએ આવ્યો પછી ઉત્તર હિંદના એક બ્રાહ્મણને તેણે પોતાનો પ્રધાન બનાવ્યો. તે ઘણો મીઠાબોલો હતો. શંભાજીને મોગલો સાથે પોતાના બાપની માફક ઘણું લડવું પડયું હતું. તેમજ અંગ્રેજો અને ફીરંગીઓ સાથે પણ ઝપાઝપી કરવી પડી હતી.

**શંભાજી:** (ઈ. સ. ૧૬૮૧ થી ૧૬૮૯.)

શંભાજી પિતાના જેવો બહાદુર, પરાક્રમી અને નીડર હતો. તેનામાં સમયસૂચકતા નહોતી. તેણે રાજ્યની દોલત બધાની સાથે લડવામાં ખર્ચી નાંખી હતી. તે વહેમી ઉતાવળીઓ અને વ્યસની હતો. રાજ્યવ્યવસ્થામાં તે ઘણું લક્ષ આપતો નહિ, કારણ કે તે વિષયલંપટ હતો. તે ૩૨ વર્ષની ઉંમરે મરણ પામ્યો.

**શંભાજીનું ચારિત્ર**

રાજારામ વીસ વર્ષની ઉંમરે ગાદીએ આવ્યો હતો. પણ મોગલોએ રાયગઢ તરત લઇ લીધું એટલે રાજારામ જીંજી નાસી ગયો.

**રાજારામ**

તેણે મહારાષ્ટ્રનો કારભાર એક વફાદાર અને બાહોશ પ્રધાનને સોંપ્યો; અને ખાનદેશ, ગુજરાત, માળવા, બીજાપુર વગેરે પ્રાંતો પર સ્વારી મોકલી. જીંજીનો બચાવ એણે ઘણા લાંબા વખત સુધી કર્યો હતો. ઈ. સ. ૧૭૦૦ માં તે મરણ પામ્યો.

**રાજારામનું ચારિત્ર**

રાજારામ વ્યસની અને નિર્બળ હતો. પણ વિશ્વાસુ અને કદર કરનારો હતો. તેણે સતારામાં પોતાની રાજધાની રાખી હતી. તે રાજ્યવ્યવસ્થા કરી શકતો નહિ.

**શિવાજી:**
( રાજારામનો પુત્ર )

રાજારામ મરણ પામ્યો ત્યારે તેનો પુત્ર શિવાજી માત્ર દશ વર્ષની ઉંમરનો હતો, અને બીજો પુત્ર શંભાજી ત્રણ વર્ષનો હતો. બંન્ને વચ્ચે ગાદીની ખટપટ ચાલી હતી. પણ આખરે શિવાજીને ગાદી મળી. શિવાજી સગીર વયનો હોવાથી તેની મા તારાબાઇ રાજ્યકારભાર ચલાવતી હતી.

**તારાબાઇનો કારભાર**

તારાબાઇ સ્વાર્થી, ખટપટી અને મહેનતુ હતી. તે બધા અમલદારોની નીમણુંક કરતી. રાજ્યકારભારમાં ઘણું ધ્યાન આપતી. દેશની આબાદી કેમ વધારવી એ બધું સમજતી. તેણે ઔરંગઝેબને હંફાવ્યો હતો. આખરે ઔરંગઝેબને મહારાષ્ટ્ર છોડવું પડયું હતું. તારાબાઇનો રાજ્યકારભાર બાહોસી ભરેલો હતો.

**ઉપસંહાર માટે પ્રશ્નો:**—૧. રાજારામના રાજકારભાર વિશે શું જાણો છો? ૨. તારાબાઇ અને તેના રાજવહીવટ વિશે ટુંક નોંધ લખો.

---

# પ્રકરણ ૨૩ મું.

## પેશ્વાઈ રાજ્ય.

**શાહુ. પેશ્વાઈ રાજ્ય. બાલાજી વિશ્વનાથ ૧ લો પેશ્વા. મરાઠા રાજ્યની પ્રગતિ. ચોથ અને સરદેશમુખી. બીજો પેશ્વા. બાજીરાવ. નિઝામ અને મરાઠા. ગાયકવાડ રાજ્યની સ્થાપના. નાગપુરમાં ભોંસલે રાજ્ય. ઈંદોરનું રાજ્ય. ગ્વાલીયરના સીંધીઆ.**

**શાહુ**

શાહુ શંભાજીનો પુત્ર થતો હતો. ઔરંગઝેબે તેને પોતાની પાસે રાખ્યો હતો. ઔરંગઝેબની પુત્રી જેબુન્નીસાએ તેની સારી માવજત કરી હતી. ઔરંગઝેબનો વિચાર શાહુ અને તારાબાઇના પુત્ર શિવાજી સાથે ખટપટ કરાવવાનો હતો. પણ તેમાં તે ફાવ્યો નહિ. ઔરંગઝેબના મરણ પછી તેના ગાદીવારસ બહાદુરશાહે શાહુને છુટો કર્યો. તે મહારાષ્ટ્રમાં આવી સતારા કબજે કરી ત્યાં પોતાની રાજધાની સ્થાપી. તારાબાઇનો પક્ષ આ વખતે નબળો પડી ગયો હતો; તેથી તે કોલ્હાપુર જતી રહી. એટલે મરાઠી સત્તાના બે ભાગ પડયા; એક સતારા અને બીજો કોલ્હાપૂર.

**પહેલો પેશ્વા: (બાલાજી બાજીરાવ)**

શાહુએ પોતાનું રાજ્ય ચલાવવા અર્થે બાલાજી વિશ્વનાથ ભટ્ટને પેશ્વા એટલે મુખ્ય પ્રધાન નીમ્યો. તે ૫૩ વર્ષની ઉંમરે પેશ્વા થયો હતો. તેના દાદાએ શિવાજીના સમયમાં નોકરી કરી હતી. તેથી શાહુએ તેની લાયકાત જોઈ બાલાજીને પેશ્વાઈ આપી હતી; અને માળવા, ખાનદેશ અને કર્ણાટકમાં મરાઠી સત્તા સ્થાપવાની રજા આપી હતી.

બાલાજીએ પ્રથમ તો તારાબાઇના પક્ષને હરાવીને શાહુના રાજ્યની આખા મહારાષ્ટ્રમાં સ્થાપના કરી હતી. તેણે મોગલ રાજા પાસે ત્રણ સનંદ મેળવી હતી. તે પ્રમાણે શિવાજીનો સ્વરાજ્યનો મુલક, ખાનદેશ, ગોંડવન, વરાડ, હૈદ્રાબાદ, કર્ણાટક શાહુને મળ્યા. તેમજ ત્યાં ચોથ ઉઘરાવવાનો

હક મળ્યો. આ હક બદલ શાહુને મોગલ રાજ્યનો દખ્ખણમાં બચાવ કરવાનો હતો. આથી શાહુ મોગલરાજાનો ખંડીયો રાજા થયો, પણ બીજી રીતે એ સ્વતંત્ર થયો.

ઉત્પન્નનો ચોથો ભાગ અથવા ૨૫ ટકા એ ચોથાઇનો અર્થ થાય છે.

**ચોથાઈ અને સરદેશમુખી.**

અને સરદેશમુખી એટલે ઉત્પન્નનો દશમો ભાગ. આ પ્રમાણે મરાઠાઓ પણ ચોથાઈ અને સરદેશમુખી ઉઘરાવતા; અને મોગલ રાજ્યનો બચાવ કરતા. આ ચોથાઈ અને સરદેશમુખીની પદ્ધતિથી મરાઠા સત્તા આખા હિંદુસ્થાનમાં જામી. આને સરંજામીપદ્ધતિ પણ કહેવામાં આવતીહતી.

**બાલાજીનું મરણ.**

ઈ. સ. ૧૭૨૦માં તે મરણ પામ્યો. તે મુત્સદી અને હિસાબી હતો. તે કાંઈ મોટો લડવૈયો નહતો, પણ ચાતુરી અને કુનેહથી કામ કરતો. સરંજામી પદ્ધતિથી મરાઠા સત્તાનો તેણે વિકાશ કર્યો.



બાજીરાવ બીજો

**બીજો પેશ્વા બાજીરાવ**

(ઈ. સ. ૧૭૨૦ થી ઈ. સ. ૧૭૪૦)બાજીરાવ બાલાજીનો મોટો પુત્ર થતો હતો. તે ૨૨ વર્ષની વયે પેશ્વા થયો હતો. તે મહાબુદ્ધિવાન અને પરાક્રમી લડવૈયો હતો, અને પક્કો મુત્સદી હતો મરાઠાઓમાં શિવાજીથી બીજે નંબરે બાજીરાવ મહાપુરૂષ થઇ ગયો છે.

નિઝામે શાહુ વિરૂદ્ધ કપટ શરૂ કર્યું હતું. મરાઠાઓને ચોથાઇ ઉઘરાવતા અટકાવ્યા હતા. અને કર્ણાટક તાબેક [illegible]

કીધો; તેથી બાજીરાવે ગુજરાત અને માળવા પર ચઢાઇ કરી. તેથી

**નિઝામ અને મરાઠા.** મરાઠા અને નીઝામ વચ્ચે લડાઇ ચાલી. નીઝામ હાર્યો એટલે આગળની માફક મરાઠાઓને ચોથાઈ અને સરદેશમુખી ઉઘરાવવાની રજા મળી.

દાભાડે નામનું એક કુટુંબ શિવાજીના વખતમાં જાહેરમાં આવ્યુ. રાજારામે તેને તલેગાવ ઇનામમાં આપ્યું હતું. તેના પૌત્ર ખંડેરાવને સેનાખાસખેલનો ઇલ્કાબ આપ્યો હતો. આ

**ગુજરાતમાં ગાયકવાડ રાજ્યની સ્થાપના.** ખંડેરાવે ગુજરાતમાંથી મોગલોને કાઢી નાંખવાનું બીડું ઝડપ્યું હતું. પાછળથી શાહુએ સમાધાની કરી ગુજરાતનો કારભાર સેનાપતિ અને ગાયકવાડની દેખરેખ નીચે મૂકયો હતો. પણ નવો સેનાપતિ નમાલો હોવાથી પીલાજી ગાયકવાડ બળવાન થયો. હજુ વડોદરામાં એજ ગાયકવાડનો વંશ રાજ્ય કરે છે.

પરશુજી ભોંસલે શિવાજીના વખતમાં નોકરી કરતો હતો. રાજા-

**નાગપૂરના ભોંસલે.** રામના વખતમાં તેને સેનાસાહેબનો ખિતાબ મળ્યો હતો. તેના વંશજોએ નાગપૂર તાબે કરી તેને રાજ્યધાનીનું શહેર કર્યું હતું. તેને અને પેશ્વાને બનતું નહિ તેથી તે સ્વતંત્ર થઇ ગયો હતો.

હોલ્કરના વંશજો હોલ નામના ગામમાં રહેતા હતા. મલ્હારરાવ હોલ્કરનો બાપ આ ગામનો ચોધરી હતો. મલ્હારનો બાપ ગુજરી ગયો તે વખતે તે ત્રણ વર્ષનો હતો. તેથી તે અને

**ઇંદોરના હોલ્કર.** તેની મા ખાનદેશ ગયા; અને મલ્હારરાવ મામા સાથે રહ્યો અને સિપાઇગીરી કરવા લાગ્યો. અને પાછળથી માળવામાં એની કીર્તિ પ્રસરી. આજનો ઇંદોરનો હોલ્કર તે વંશનો છે.

**ગ્વાલીયરનો સિંધીયા**

સિંધીયાઓ મૂળ રજપૂત હતા. સતારાના એક ગામનાં તેઓ પટેલ હતા. રાણોજી નામનો એક સિંધીયા બાજીરાવના લશ્કરમાં તેના જોડા સાચવતો. પાછળથી તેણે ગ્વાલીયરમાં ગાદી સ્થાપી.

આ પ્રમાણે ચાર જુદા જુદા રાજ્યો મરાઠા રાજ્યમાંથી સ્થપાયા. પાછળથી તેઓ સ્વતંત્ર થયા.

**બાજીરાવ પેશ્વાનું મરણ.**

ઈ. સ. ૧૭૪૦માં બાજીરાવ મરણ પામ્યો. હિસાબી કામકાજમાં તે હોંશિયાર હતો. તેણે ઘણી લડાઈઓ કરી, પણ તેણે કોઈવાર પોતાની પ્રજાને દુઃખ દીધું નહોતું. તેણે રાજ્યનો વિસ્તાર કરવાનો પ્રયત્ન કીધો હતો. તેના વખતમાં કેટલાક મરાઠા કુટુંબો જાહેરમાં આવ્યા.

**ઉપસંહાર માટે પ્રશ્નો:**—૧. પેશ્વાઇ એટલે શું ? રજો પેશ્વા કોણ હતો અને તેના વખતમાં મરાઠા રાજ્યની પ્રગતિ કેવી થઇ ? ૨. ચોથ અને સરદેશમુખીનો અર્થ સમજાવો. ૩ મરાઠા રાજ્યના વિભાગો કયા કયા થયા, કયાં થયા, અને છેવટે શું પરિણામ આવ્યું ?

---

## પ્રકરણ ૨૪ મું.

### **ત્રીજો પેશ્વા**–બાલાજી બાજીરાવ (ઇ. સ. ૧૭૪૦ થી ૧૭૬૧)

**બાજીરાવ–૩ જો પેશ્વા. રઘુજી ભોંસલે. બાલાજી અને મરાઠી રાજ્યનો સંપૂર્ણ ઉદય. પાણિપતનું યુદ્ધ અને મરાઠા રાજ્યની પડતીની શરૂઆત.**

બાજીરાવ પેશ્વાના બે પુત્રો હતા; એક બાલાજી અને બીજો રઘુનાથરાવ. શાહુએ તેના કુટુંબને પેશ્વાઈ આપી હતી, તેથી બાલાજી ૧૯ વર્ષની વયે પેશ્વા થયો હતો.

**બાલાજી અને રઘુજી ભોંસલે.**

રઘુજી ભોંસલે બાલાજીની સત્તાને તોડી નાંખવા માગતો હતો. બાલાજીને વહેમ પડવાથી મહમદશાહની કબુલાત મેળવી અને પોતે પેશ્વા છે એમ સાબીત કર્યું. મહમદશાહે તેને માળવાનો સુબો પણ નીમ્યો. આ વખતે (ઈ. સ. ૧૭૪૮) માં શાહુ મરણ પામ્યો અને શિવાજીનો એક વંશજ રાજારામ ગાદીએ આવ્યો. બાલાજીના દુશ્મનોએ આ તક લઇને તેને પેશ્વામાંથી ખસેડવાનો પ્રયત્ન કીધો. બાલાજીએ શાહુ પાસેથી મેળવેલી પેશ્વાઈની સનદ બતાવી. એટલે તેના દુશ્મનોનું કાંઇ ચાલ્યું નહિ. રાજારામની દાદી તારાબાઇએ દામાજી ગાયકવાડની મદદ લઇને બાલાજીના હાથમાંથી મરાઠા સત્તા છોડવવાનો પ્રયત્ન કીધો પણ તેનું કાંઈ ફાવ્યું નહિ. હવે બાલાજી પુનામાંથી સતારામાં રાજગાદી લઈ ગયો.

**બાલાજીનો વિજય ડંકો.**

બાલાજીના વખતમાં મરાઠા રાજ્યનો વિકાસ થયો હતો. તે વખતે મરાઠા રાજ્ય કીર્તિની ટોચે ચઢયું હતું. (૧) રઘુજી ભોંસલેએ ઓરિસા અને બંગાળા પર ચઢાઇ કરી હતી, કટક અને બાલાસોર જીતી લીધા હતા. અને નિઝામ કનેથી ઘણાં પ્રાંતો મેળવ્યા હતા. (૨) હોલ્કરે બુંદેલખંડ તાબે કર્યું હતું. (૩) બાલાજીએ મ્હૈસુર અને કર્ણાટક પર ચઢાઇ કરી હતી. અને ખંડણી ઉઘરાવવાનો હક્ક દાખલ કર્યો હતો. (૪) ઉદ્દગીરનું યુદ્ધ થયું હતું મરાઠા અને નિઝામ વચ્ચે લડાઈ વારંવાર થયા કરતી હતી. આ વખતે ઉદ્દગીર આગળ નિઝામઅલીને સદાશીવરાવ ભાઉએ હરાવ્યો. તેથી નિઝામે મરાઠાઓને ઘણોજ વિશાળ પ્રદેશ આપ્યો અને સુલેહ કરી. આથી મરાઠાઓને આસીરગઢ, બરાનપૂર, દૌલતાબાદ, બીજાપુર અને અહમદનગરના પ્રાંતો મળ્યાં. (૫) મરાઠાઓએ ગુજરાત અને કાઠીયાવાડમાં પણ પોતાની સત્તા જમાવી હતી. કોંકણમાં આંગ્રે તારાબાઈ અને રામરાજાનો પક્ષ હતો. તેને બાલાજીએ હરાવ્યો. આવો મોટો વિસ્તાર મરાઠા રાજ્યનો ત્રીજા પેશ્વા બાલાજીના વખતમાં થયો હતો. પણ તે વધારે ટકી શકયો નહિ.

ઇ. સ. ૧૭૬૧ માં પંજાબમાં અહમદશાહ અબદલીનો સુબો ગ્યાસુદ્દીન કેટલીક ખટપટ કરતો હતો. ગ્યાસુદ્દીને રઘુનાથરાવ જે પેશ્વાનો ભાઈ થતો હતો તેને પંજાબ લેવાને માટે લલ-ચાવ્યો. તેથી રઘુનાથરાવે (જેને રાઘોબા પણ કહેતા હતા) ત્યાં ચઢાઇ કરી અને લાહોર લીધું; તેથી અહમદશાહ અબદલી જે અફઘાનીસ્તાનનો રાજા હતો તે ઘણો ગુસ્સે થયો. તે એક મોટું લશ્કર લઇ ચઢી આવ્યો અને મરાઠાઓ સાથે પાણિપતના મેદાનમાં ભારે યુદ્ધ થયું. મરાઠાઓએ ઘણી જબરજસ્ત તૈયારી કરી હતી પણ યુદ્ધ ક્ષેત્રપર મરાઠાઓ ઉતાવળીયા અને મરણીયા થઈ લડ્યાં તેથી તેઓની હાર થઈ. આ લડાઇથી મરાઠા સત્તાનો અંત આવ્યો અથવા નાશ થયો એમ માનવું ભૂલ ભરેલું છે. કારણ કે ત્યારપછી પણ મરાઠા સત્તા રજપૂતસ્થાન, માળવા, અને બુંદેલખંડમાં આગળના જેટલીજ બળવાન હતી. અને માધવરાવ પેશ્વાના વખતમાં તેઓની સત્તા દિલ્હી અને આગ્રા સુધી વધી ગઈ હતી.

**પાણિપતનું ત્રીજું યુદ્ધ**

બાલાજી હિસાબી અને મુત્સદી હતો. તે લડવૈયો નહોતો. રાજ્યકીય ખટપટમાં ઘણો અનુભવી હતો. તે ઝેરીલો હતો. તેણે મરાઠા રાજ્યનો વિસ્તાર કર્યો હતો. મરાઠાઓને યુદ્ધકળામાં કેળવણી આપવાની તેણેજ પહેલ કરી હતી. તેણે મ્હેસુલનો સારો બંદોબસ્ત કર્યો હતો. તે ઈ. સ. ૧૭૬૧-માં હૃદયભગ્ન થવાથી મરણ પામ્યો.

**બાલાજીનું ચારિત્ર**

સદાશીવરાવ તે બાજીરાવના ભાઇનો છોકરો થતો હતો. તેણે કર્ણાટકની ચઢાઇમાં કીર્તિ મેળવી હતી. ઉદ્ગીરના વિજયમાં તે સેનાપતિ હતો. પાણિ-પતના યુદ્ધમાં તે મરણ પામ્યો.

**સદાશીવરાવ ભાઉ**

**ઉપસંહાર માટે પ્રશ્નો:**—૧. બાજીરાવ સૌથી મોટો પેશ્વા શા માટે ગણાય છે? તેની પેશ્વાઈ દરમ્યાન કયા કયા મોટા બનાવો બન્યા? ૨. ત્રીજા પાણિપતના યુદ્ધના કારણો અને તેનું પરિણામ

જણાવો. ૩. તેનાથી મરાઠા રાજ્યપર શી અસર થઈ? ૪. મરાઠા રાજ્યની પડતીથી બીજું કયું રાજ્ય ઉદયને પામ્યું?

---

## પ્રકરણ ૨૫ મું.

## ચોથો પેશ્વા–માધવરાવ પહેલો. ઈ. સ. ૧૭૬૧ થી ૧૭૭૨.

**માધવરાવ અને રાઘોબા. નિઝામની લડત માટે તૈયારી. હૈદરઅલી અને મરાઠા. મરાઠાઓ દિલ્હીમાં. માધવરાવનું ચારિત્ર.**

**માધવરાવ**

માધવરાવ બાલાજી બાજીરાવનો પુત્ર થતો હતો. તે ૧૬ વર્ષની વયે પેશ્વા થયો હતો. તેથી તેનો કાકો રઘુનાથરાવ અથવા રાઘોબા રાજ્યકારભાર ચલાવતો હતો. રાઘોબાને પોતાને પેશ્વા થવું હતું. તેથી માધવરાવની સાથે અણબનાવ થયો, અને માધવરાવના શત્રુઓની સાથે મિત્રતા કરી. માધવરાવને ઈ. સ. ૧૭૬૨માં કેદ કર્યો. પણ તે રાઘોબા કરતા ઘણો હોંશિયાર હતો. તેથી તેણે નિઝામ, હૈદર વગેરે પોતાના શત્રુઓને જીતી લીધા. અને રાઘોબાને હરાવ્યો. તેથી રાઘોબાને નાશિક રહેવાની ફરજ પડી.

**નિઝામની તૈયારી**

નિઝામે ઉદગીરની લડાઇનું કલંક કાઢી નાંખવાનો પ્રયાસ કર્યો. પણ લડાઈમાં નિઝામ હારી ગયો તેથી તેણે સુલેહ કરી. આથી નિઝામે રાઘોબા પાસેથી મળેલા બધા પ્રદેશો આપી દીધા અને તેની મિત્રતા છોડી દીધી.

**હૈદરઅલી**

હૈદરઅલીએ કૃષ્ણા અને તુંગભદ્રા વચ્ચેના પ્રદેશો જીતી લેવાના પ્રયત્નો કર્યા. આ બધા દેશો મરાઠી સત્તામાં હતા. હૈદરઅલી રાઘોબાનો મિત્ર હતો. તેથી માધવરાવે તેનાપર પાંચ ચઢાઇ કરી. હૈદર બે ત્રણ વાર હારી ગયો અને ઘણો મોટો દંડ તેને ભરવો પડયો. છેલ્લી સ્વારીમાં હૈદર હારી ગયો તેથી તેનો બધો મુલક માધવરાવના હાથમાં આવ્યો.

પેશ્વાએ રાઘોબાને ઉત્તર તરફ ઇ. સ. ૧૭૬૬માં મોકલ્યો. પણ ત્યાં કાંઈ તેણે કર્યું નહિ. પછી પેશ્વાએ બીજા સરદારોને મોકલ્યા. તેઓએ જાટ પાસેથી ખંડણી વસુલ કરી; અને રોહિલાને હરાવ્યા; અને તેમનો મુલક કબજે કર્યો. પછી માધવરાવે પાદશાહ શાહઆલમને આગ્રાથી પાછો બોલાવ્યો અને દિલ્હીની ગાદીએ બેસાડયો.

**મરાઠાઓનું દિલ્હીમાં આગમન**

માધવરાવ ઘણી નાની ઉંમરે ક્ષય રોગથી મરણ પામ્યો. તે ઘણો બાહોશ રાજા હતો. શિવાજી અને બાજીરાવ પછી માધવરાવ જેવો કોઇ બાહોશ લડવૈયો મરાઠાઓમાં થયો નહોતો. માધવરાવ સ્પષ્ટ વકતા, પ્રમાણિક, બળવાન અને કડક હતો; એણે મરાઠા સત્તાને બળવાન કરી હતી. જો તે વધારે જીવ્યો હોત તો કદાચ ફરીથી મરાઠા સત્તા જમાવી શકત. તોપ અને દારૂખાના માટે તેણે કારખાના ખોલાવ્યા હતા. તેણે રાજ્યનો વિસ્તાર ઘણો કર્યો હતો. તે ગુણની કદર કરનાર પેશ્વા હતો.

**માધવરાવનું ચારિત્ર.**

**ઉપસંહાર માટે પ્રશ્નો:**—૧. માધવરાવ અને રાઘોબા વચ્ચે શું ઝગડો થયો? ૨. હૈદરઅલી અને મરાઠાઓ વચ્ચે શાને માટે વિગ્રહ થયો અને શુ પરિણામ આવ્યું? ૩. માધવરાવનું ચારિત્ર વર્ણવો.

# પ્રકરણ ૨૬ મું.

## નારાયણરાવ પાંચમો પેશ્વા.

**સગીર નારાયણરાવ. રાઘોબાનો કારભાર. પહેલો મરાઠી વિગ્રહ. સાલબાઈના કરાર. મહાદજીસિંદે કુર્દલાની લડાઇ. અહલ્યાબાઇનો કારભાર અને જીવનચરિત્ર.**

**નારાયણરાવ.** નારાયણરાવ માધવરાવનો ભાઇ થતો હતો. તે ૧૭ વર્ષની ઉંમરે પેશ્વા થયો હતો. તે સગીર હોવાથી રાઘોબા રાજ્યનો કારભાર કરવા લાગ્યો રાઘોબાને પેશ્વા થવું હતું. તેથી તેણે હૈદર અને નિઝામની સાથે સુલેહ કરી; અને નાગપૂરની સરદારી માટે ભોંસલેના મરણ પછી જે ખટપટ ચાલતી હતી તેમાં રાઘોબાએ ભોંસલેનો પક્ષ લીધો. રાઘોબાનું કાવત્રું પકડાઇ ગયું, અને તેને કેદ કરવામાં આવ્યો. પરિણામ ઘણું ખરાબ આવ્યું. રાઘોબાને કેદમાંથી છુટા થવું હતું; અને પેશ્વાઇ જોઇતી હતી. અંતે નારાયણરાવને અમુક યુક્તિથી મરાવી નાંખ્યો અને રાઘોબા પેશ્વા થયો.

**રાઘોબા પેશ્વા.** નારાયણરાવનું ખૂન થયું, ત્યારપછી રાઘોબા પેશ્વા થયો. પણ નારાયણરાવની સ્ત્રી ગર્ભવતી હોવાની ખબર પડતાંજ નાના ફડનવીસ, ત્ર્યંબકરાવ મામા, સખારામ બાપુ અને હરિપંત ફડકેએ રાજ્ય કારભાર પોતાના હાથમાં લીધો; એને બારભાઇનો બાપુ રાજ્યકારભાર કહેતા. તેમણે ગંગાબાઇને નામે અમલ કરવાનું શરૂ કર્યું. આ વખતે રાઘોબા કર્ણાટકમાં હતો. આ વાતની તેને ખબર પડી કે તરતજ તે પાછો આવ્યો અને લશ્કરને હરાવ્યું. આ લડાઇમાં ત્ર્યંબકરાવ મામા મરણ પામ્યો, રાઘોબાને નાના ફડનવીસ અને તેના મિત્રને બ્હીક લાગતી હતી; કારણકે તેના પક્ષમાં નિઝામ, હૈદર અને ભોંસલે હતા, તેથી રાઘોબાએ

હોલ્કરની મદદ માંગી પણ તે મદદ ન મળતા તેણે સુરત આવીને અંગ્રેજ સાથે કોલકરાર કર્યા. (ઇ.સ. ૧૭૭૫). આથી પહેલો મરાઠા વિગ્રહ શરૂ થયો.

**સવાઈ માધવરાવનો જન્મ.**

ગંગાબાઇએ ઈ. સ. ૧૭૭૪ માં પુત્રને જન્મ આપ્યો. તેનું નામ સવાઇ માધવરાવ પાડ્યું. તેને નામે રાજ્યકારભાર શરૂ થયો અને તેમાં નાના ફડનવીસ પણ મુખ્ય હતો. આને બારભાઇનો કારભાર કહેતા, પણ તેમાં ૧૨ જણા તો હતાજ નહિ.

**પહેલો મરાઠા વિગ્રહ.**

રાઘોબાએ અંગ્રેજ સાથે સુરતના કરાર કર્યા હતા અને તે પ્રમાણે સાલસેટ અને વસાઇના ટાપુ અને ગુજરાતના થોડાક પ્રાંતો અંગ્રેજોને આપવાનું કબુલ્યું હતું; અને લડાઇનો ખર્ચ આપવાનું પણ નક્કી કર્યું હતું. અંગ્રેજોએ તેના બદલામાં તેને પેશ્વાઇ અપાવવાનું કબુલ કર્યું હતું. પણ ગવર્નર જનરલ વોરન હેસટિંગ્સે આ કોલકરાર કબુલ કર્યા નહિ. અને નાના ફડનવીસ સાથે પુરંધરના કોલકરાર કર્યા. આથી અંગ્રેજોને માત્ર સાલસેટનોજ ટાપુ મળવાનો હતો. આ પ્રમાણે કલકત્તા અને મુંબઇની સરકારે બે જુદા જુદા કોલકરારો કર્યા. તેથી આ વાત બોર્ડ ઓફ ડાયરેકટર્સને ઈંગ્લાંડ લખવામાં આવી; અને તેઓએ સુરતના કોલકરાર સ્વીકારવાનું અને રાઘોબાને મદદ કરવાનું લખી જણાવ્યું. આ વખતે નાના ફડનવીસે ફ્રેંચ એલચીને દાખલ કર્યો હતો, તેથી વોરન હેસટિંગ્સે રાઘોબાને મદદ કરી. મહાદજી સિંધીયા, નાના ફડનવીસના પક્ષમાં હતો. તે અંગ્રેજ લોકોની સામું તાલેગાંવ આગળ થયો. અને અંગ્રેજ લશ્કરને વરગામ સુધી નસાડી મુક્યું; અને ત્યાં એક કરાર કરવામાં આવ્યો. તે પ્રમાણે અંગ્રેજ લોકોએ મરાઠા પાસેથી જે પ્રાંતો મેળવ્યા હતા તે પાછા આપવાનું નક્કી થયું. આ કરાર પાછળથી રદ કરવામાં આવ્યા હતા. બંગાળાથી એક અંગ્રેજ લશ્કર આવ્યું. તેણે અમદાવાદ અને વસાઇ લીધા અને વોરન હેસટિંગ્સે મરાઠા સામું મોટું લશ્કર મોકલવાનું તૈયાર કીધું. તે લશ્કરે મહાદજી સિંધીયાને

માળવા આગળ હરાવ્યો. એટલે સિંધીયા વચ્ચે પડયો અને સાલબાઈના કોલકરારો થયા.

**સાલબાઈના કોલકરાર (ઇ. સ. ૧૭૮૨)**

(૧) અંગ્રેજ લોકોને સાલસેટ મળ્યું. (૨) ભરૂચ સિંધીઆને મળ્યું. (૩) રાઘોબાને ત્રણ લાખ રૂપીયાનું પેન્શન આપવામાં આવ્યું. (૪) અંગ્રેજો અને પોર્તુગીઝ સિવાય મરાઠા પ્રાંતોમાં બીજા કોઇને રાખવા દેવામાં આવ્યા નહિ. (૫) અંગ્રેજોને આર્કટના નવાબ પાસેથી મળેલા પ્રાંતો પાછા આપી દેવાની ફરજ પડી.

**ટીપુ સુલતાન અને નાના ફડનવીસ**

નાના ફડનવીસે ટીપુ સામે એક લશ્કર મોકલ્યું. કારણ કે તેણે એક મરાઠા સરદાર પર ચઢાઇ કરી હતી. નિઝામ આ વખતે મરાઠાના પક્ષમાં હતો. ટીપુ હારી ગયો; તેણે મરાઠાઓને કેટલોક મુલક આપ્યો. અને ૩૦ લાખ રૂપીયાનો દંડ ભર્યો. (ઇ. સ. ૧૭૮૫).

**મહાદજી સિંદે**

મહાદજી રાણોજી સિંદેનો પુત્ર થતો હતો. ઇ. સ. ૧૭૬૧ માં મરાઠા વંશમાં તે મુખ્ય પદવીએ આવ્યો. તેણે માધવરાવ પેશ્વાનો પક્ષ લીધો હતો. અને તેણે મહાદજીને સરદારીનો વારસ બનાવ્યો હતો. રાઘોબા તેની વિરૂદ્ધ હતો. પહેલા મરાઠા વિગ્રહમાં તેણે ભાગ લીધો હતો. અને અંગ્રેજ લોકોને તલેગાંવ આગળ હરાવ્યા હતા. સાલબાઇના કરારમાં તેણે આગળ પડતો ભાગ લીધો હતો. તેણે રોહિલખંડ જીત્યું હતું; અને દિલ્હીનો કબજો મેળવીને શાહઆલમને ફરીથી ગાદીએ બેસાડયો હતો. નાના ફડનવીસ તેની અદેખાઇ કરતો હતો. પણ મહાદજી ઓચિંતો ઇ. સ. ૧૭૯૪માં મરણ પામ્યો. તે બહાદુર સિપાઇ અને સરદાર હતો. રાજકારભારમાં તે નાના ફડનવીસથી ચઢી જતો. તેણે હિંદીઓને પશ્ચિમની વિદ્યા મુજબ યુદ્ધની તાલીમ આપી હતી. તે હિસાબી કામકાજમાં કુશળ નહોતો. તેમ તેના રાજ્યમાં વ્યવસ્થા નહોતી.

નિઝામને મરાઠાઓને ઘણું દેવું આપવાનું હતું અને હિસાબ નક્કી કરવાનો હતો. તેથી નાના ફડનવીસે તેને તે આપી દેવા કહ્યું. પણ નિઝામે તેનું અપમાન કર્યું, તેથી બંન્ને વચ્ચે લડાઇ થઇ. બધા મરાઠા સરદારો નાના ફડનવીસની મદદે આવ્યા. અને નિઝામને ખરડા આગળ ઈ. સ. ૧૭૯૫માં સખત હરાવ્યો. તેથી નિઝામને ત્રણ કરોડનો દંડ ભરવો પડયો. અને તાપી અને પુરીંદાની વચ્ચેનો મુલક મરાઠાઓને આપવો પડયો.

**ખરડા (કુરદલાં)ની લડાઈ.**

સવાઇ માધવરાવ ઇ. સ. ૧૭૯૫માં મરણ પામ્યો. તેના મરણથી મરાઠાઓમાં વળી ખટપટ જાગી. આ વખતે અંગ્રેજ વચ્ચે પડયા અને ફાવ્યા.

**પેશ્વાનું મૃત્યુ.**

મલ્હારરાવ હોલ્કર ઇ. સ. ૧૭૬૫માં મરણ પામ્યો હતો. તેનો પુત્ર ખંડેરાવ કુંભેરના ઘેરામાં મરણ પામ્યો. તેથી તેની સ્ત્રી અહલ્યાબાઇ વિધવા થઈ. તેને એક પુત્ર અને પુત્રી હતા. અહલ્યાબાઇ પુત્રને નામે રાજ્યકારભાર કરવા લાગી. પણ પુત્ર મરણ પામતા તેણે તુકોજીરાવ હોલ્કરને દત્તક લીધો. તેને સરદારી આપી પોતે વહીવટ કરવા લાગી. અહલ્યાબાઈ ઘણી સાદી અને પવિત્ર બાઇ હતી. તે સફેદ વસ્ત્રમાં દરબારમાં હાજર રહેતી. તે સતી તરીકે હજુ આખા હિંદમાં પુજાય છે. મહાદજી સિંદે તેનો સમોવડીયો હતો, છતાં તેની તરફ તે પૂજ્યભાવ રાખતો. અહલ્યાબાઇએ ઘણી સારી રીતે રાજ્યકારભાર કર્યો હતો. ભીલોને તેણે સુધાર્યા હતા. તેના વખતમાં ઇંદોર સમૃદ્ધિવાન થયું. તેના જેવી સતી સ્ત્રી કોઇ પણ ઠેકાણે રાજ્યકારભારમાં જોવામાં આવી નથી. ઈ. સ. ૧૭૯૫માં તે મરણ પામી. તુકોજી હોલ્કર તેના મરણ પછી એજ વર્ષમાં મરણ પામ્યો. નાના ફડનવીસ ઇ. સ. ૧૮૦૦માં મરણ પામ્યો; અને મરાઠા સત્તાનું દુર્ભાગ્ય શરૂ થયું.

**અહલ્યાબાઈ.**

**ઉપસંહાર માટે પ્રશ્નો:—**૧. રાઘોબાને રાજ્યકારભાર શા માટે લેવો પડયો? તેણે કેવી રીતે રાજ્યકારભાર કર્યો? મરાઠા સરદારોમાં તમે તેને કયું સ્થાન આપશો? ૨. સાલબાઈના કરાર ક્યારે, કેવી રીતે અને કોની વચ્ચે થયા? ૩. મહાદજી સિંદે અને અહલ્યાબાઈનું ટુંક જીવનવૃત્તાંત આપો.

---

## પ્રકરણ ૨૭ મું.

### મરાઠા રાજ્યનો અંત.

નાના ફડનવીસની કારકીર્દિ. બીજો મરાઠા વિગ્રહ. દેવગામના કરાર. ત્રિજો મરાઠા વિગ્રહ. ચોથો મરાઠા વિગ્રહ. મરાઠા રાજ્યની પડતીના કારણો.

**બીજો બાજીરાવ.** બાજીરાવ બીજો રાઘોબાનો પુત્ર હતો. તે ધનુર્વિદ્યા, અશ્વવિદ્યા અને તરવાર ખેલવામાં કુશળ હતો. તે મીઠા બોલો હતો; પણ ટુંક નજરનો અને બ્હીકણ હતો. અંગ્રેજ રાજ્યનો પગપેસારો દખ્ખણમાં તેના વખતમાં થયો. તેની વિરૂદ્ધ નાના ફડનવીસ હતો. બાજીરાવે નાનાને કેદ કરાવ્યો હતો. પણ તેણે મહાદજીની વિરૂદ્ધ ખટપટ કરી તેથી તેને છુટો કર્યો; અને તરતજ ઈ. સ. ૧૮૦૦માં તે મરણ પામ્યો.

**નાના ફડનવીસ.** નાના ફડનવીસનો જન્મ ઈ. સ. ૧૭૪૧માં થયો હતો. તેનું ખરૂં નામ બાલાજી જનાર્ધન હતું. કર્ણાટકની સ્વારીમાં અને પાણીપતની લડાઈમાં તેણે ભાગ લીધો હતો. માધવરાવે તેને ફડનવીસનો ખિતાબ આપ્યો હતો. તે તેને ઘણો રાજ્યકારભાર વારંવાર સોંપતો. પણ તે જગ્યા તેને ઠીક ન પડતી હોવાથી તે છોડી દેતો. તે મરાઠા રાજ્યનો ૩૦ વર્ષ સુધી મુખ્ય ચાલક હતો. તેના વખતમાં પહેલો મ્હૈસુર વિગ્રહ થયો હતો. નાના



નાના ફડનવીસ.

અને મહાદજી મરાઠા રાજ્યના સરખા સ્થંભરૂપ હતા. નાનો સ્વભાવે ઘણો ગરમ હતો. તે ઘણું થોડું બોલતો. તે પાપથી બ્હીતો. કોઇની નબળાઇનો તે લાભ લેતો નહિ. તેનું જીવન ઘણું નિયમીત હતું. તે યુદ્ધ કરી જાણતો નહિ. તે ઉદાર, ધર્મનિષ્ઠ અને કરકસરીયો હતો. તેની પાસે પુષ્કળ ધન હતું. તે નવ સ્ત્રી પરણ્યો હતો. સત્તાનો તે લોભી હતો. તે મુત્સદી હતો.

**બીજો મરાઠા વિગ્રહ**
ઇ. સ. ૧૮૦૩.

જસવંતરાવ હોલ્કર અને દૌલતરાવ સિંધીયા ઘણાં બળવાન થયા હતા. તેઓ માંહોમાંહે લડતા. બાજીરાવપેશ્વા સિંધીયાના કાબુમાં હતો. જસવંતરાવે માળવાપર ચઢાઇ કરીને ઉજ્જન જીતી લીધું. તેના બદલામાં દૌલતરાવે ઇંદોર પર ચઢાઈ કરી. તેથી ઇંદોરનો હોલ્કર લશ્કર એકઠું કરી સિંધીયા અને પેશ્વાને હરાવવાને પૂના ગયો. સિંધીયાનું લશ્કર હારી ગયું. અને બાજીરાવ અંગ્રેજની મદદ લેવાને વસાઇ નાસી ગયો. ત્યાં તેણે વસાઇના કરાર કર્યા, અને વેલેસ્લીએ દાખલ કરેલી સહાયકારી યોજના સ્વીકારી. અને ૨૬ લાખ રૂપીયા અંગ્રેજોને આપ્યા. આથી તેણે સુરતનો હક છોડી દીધો અને નિઝામ અને ગાયકવાડની બાબતમાં સમાધાન કરવાને અંગ્રેજોને નીમ્યા. તેણે અંગ્રેજોને નીમકહલાલ રહેવાનું વચન આપ્યું. આ કરાર સિંધીયા, ભોંસલે અને બીજા મરાઠા સરદારોને પસંદ પડયા નહિ. તેથી તેમણે અંગ્રેજો સામે લડાઇ જાહેર કરી.

અંગ્રેજ લશ્કરે અહમદનગર અને ઔરંગાબાદ લીધું. પછી સિંધીયા અને ભોંસલેને અસાઈ આગળ હરાવ્યા. આરગામ, આસિરગઢ, બહેરામપુર અને ગ્વાલિઅર આગળ ભોંસલે ફરીથી હારી ગયો. તેથી તેણે દેવગામ આગળ કરાર કર્યા. બીજી તરફ ઉત્તરમાં જે અંગ્રેજ લશ્કર લઢતું હતું તેણે અલીગઢ, આગ્રા અને દિલ્હી જીતી લીધા. અને લાસવારી આગળ સિંધીયાને દાબી દીધો. ભરૂચ અને ચાંપાનેર પણ અંગ્રેજ લોકોએ લઇ લીધા. તેથી સિંધીયાને સિરંજી અંજેગામ આગળ સુલેહ કરવાની જરૂર પડી.

**દેવગામના કરાર.** આ કરારથી ભોંસલેએ વરાડ અને કટક અંગ્રેજ લોકોને આપી દીધા; અને અંગ્રેજ લોકોને નિઝામ સાથે સમાધાની કરવાને તેણે નીમ્યા. સહાયકારી યોજનાનો સ્વીકાર કીધો. આથી ભોંસલેની સ્વતંત્રતાનો નાશ થયો.

**સિરંજી અંજેગામના કરાર.** સિંધીયાએ ભરુચ અને અહમદનગર અને જમના અને ગંગા નદીની વચ્ચેના કેટલાક પ્રાંતો, દિલ્હી આગ્રા સુદ્ધાં અંગ્રેજોને આપ્યા. તેણે પણ સહાયકારી યોજનાનો સ્વીકાર કર્યો અને સ્વતંત્રતા ગુમાવી બેઠો.

**ત્રીજો મરાઠા વિગ્રહ ઈ. સ. ૧૮૦૪.** આ વખતે રજપુતો અંગ્રેજ લોકોના રક્ષણમાં હતા. તેના પર જસવંતરાવ હોલકરે ચઢાઇ કરી. તેણે અજમેર પર લશ્કર મોકલ્યું તેથી વેલેસ્લીએ લડાઈ જાહેર કરી, અંગ્રેજ લશ્કરે હોલકરને રજપૂતાનામાંથી હાંકી કાઢયો. પણ હોલકરે અંગ્રેજ લશ્કરને દિલ્હી અને આગ્રા આગળ હરાવ્યું. પછી ભરતપૂરના રાજાએ હોલકરને મદદ કરી. પછી અંગ્રેજ લશ્કરે હોલકરને ફરૂકાબાદ અને દીગ આગળ હરાવ્યું. પણ ભરતપૂરનો કિલ્લો તાબે થયો નહિ. ભરતપૂરનો રાજા બ્હીધો તેથી સુલેહ કરી અને ૨૫ લાખ રૂપીયા આપ્યા. હોલકરને હવે શરણે આવવાનો વખત આવ્યો પણ એટલામાં લોર્ડ વેલ્સલીને ઇંગ્લન્ડ બોલાવી લીધો અને લોર્ડ કોર્નવાલિસને ફરી મોકલ્યો. તેણે હોલકરનો મુલક તેને પાછો આપી દીધો, અને લડાઈ બંધ કરી.

બીજો બાજીરાવ અંગ્રેજોની વિરૂદ્ધ હતો તેથી વસાઈના કરાર કરેલા હોવા છતાં તે અંગ્રેજ લોકોથી મુક્ત થવા માંગતો હતો. તેનો

**ચોથો મરાઠા વિગ્રહ.**
ઈ. સ. ૧૮૧૭–૧૮

પ્રધાન પણ તેને તેમ કરવા ઉશ્કેરતો હતો. વળી બાજીરાવે ગાયકવાડે મોકલેલા ગંગાધર શાસ્ત્રીનું ખૂન કરાવ્યું હતું. ગંગાધર શાસ્ત્રી અમદાવાદ આગળ તકરારની સમાધાની કરવા આવ્યો હતો. આથી મુંબાઈના ગવર્નરે તેના પ્રધાન ત્ર્યંબકજી ડીંગલેને અંગ્રેજને સોંપી દેવાનું કહ્યું. તેમ થયું અને ત્ર્યંબકજીને કેદ કરવામાં આવ્યો. ત્યાંથી તે નાસી ગયો, અને ખાનદેશ આગળ મોટું લશ્કર એકઠું કર્યું. બાજીરાવે તેને મદદ કરી તેથી મુંબાઈના ગવર્નરે બાજીરાવને પૂનાના કોલકરાર કરવાની ફરજ પાડી. આ કરાર પાળવાની બાજીરાવની ઇચ્છા નહોતી. તેથી તેણે લશ્કર એકઠું કર્યું અને કિલ્લા સુધરાવ્યા. આ વખતે મુંબાઈના ગવર્નરે પોતાનુ લશ્કર પૂનાથી ખડકી મોકલી દીધું. બાજીરાવે તેજ દિવસે ખડકી પર હુમલો કર્યો અને લડાઇ શરૂ થઇ. બાજીરાવને ખડકીથી પાછા હઠવું પડયું. તે કોરેગામ આગળ હારી ગયો, અને ત્યાંથી કર્ણાટક નાસી ગયો. અંગ્રેજોએ સતારા લીધું અને બાપુ ગોખલેને અષ્ટી આગળ હરાવ્યો. પછી બાજીરાવ તાબે થયો અને તેને પેન્શન આપવામાં આવ્યું. ત્ર્યંબકજીને કેદ કરવામાં આવ્યો અને ત્યાંજ તે મરણ પામ્યો. સતારા ત્યાંના રાજાને પાછું આપવામાં આવ્યું અને મુંબાઇ ઇલાકામાં કેટલાક પ્રાંતો ઉમેરી તે પૂરો કરવામાં આવ્યો. બાજીરાવ ઈ. સ. ૧૮૫૭ માં મરણ પામ્યો. અંહિ મરાઠા સત્તાનો અંત આવ્યો.

રાઘોજી ભોંસલે પછી આપાસાહેબ નાગપૂરની ગાદીએ આવ્યો હતો. તેણે બાજીરાવને ગુપ્ત મદદ કરી હતી. અને અંગ્રેજો સાથે સારો

**ભોંસલે વંશનો અંત**

સંબંધ બહારથી રાખ્યો હતો. ઈ. સ. ૧૮૧૮માં અંગ્રેજો પર તેણે હુમલો કર્યો. પણ તેને પાછા હઠવું પડયું. ફરીથી તે જબલપોર આગળ હારી ગયો અને રાઘોજી ભોંસલેના પૌત્રને વરાડનો રાજા

બનાવવામાં આવ્યો. તે અંગ્રેજોના રક્ષણ નીચે રહ્યો. આપાસાહેબ લાહોર નાસી ગયો અને ત્યાં મરણ પામ્યો. આથી ભોંસલે સત્તા નરમ પડી ગઈ; અને તેનો અંત આવ્યો.

શિવાજીએ સ્થાપેલા મરાઠા સામ્રાજ્ય અને સત્તાનો આવી રીતે અંત આવ્યો. તેણે પ્રાચીન સંસ્કૃતિ પ્રમાણે રાજ્યની વ્યવસ્થા વગેરે કરવાનો પ્રયત્ન કર્યો હતો. તેણે દખ્ખણમાં સ્વરાજ્ય સ્થાપ્યું હતું. ત્યાં રાજ્ય સારી રીતે ચાલતું, તેથી લોકો બહુ સુખી હતા. મહારાષ્ટ્ર દેશ સમૃદ્ધ થયો હતો. મરાઠાઓમાં રાજ્ય કરવાની શક્તિ, અમલદારી અને મુત્સદ્દીગીરી પણ સારી રીતે વિકાસ પામી હતી. તેઓ તેના પ્રાંતની બહાર બહુ ફરતા નહિ. મુસલમાનો સાથે તેઓને બનતું નહિ. મહારાષ્ટ્ર બહાર તેઓને રાજ્ય ચલાવતા આવડતું નહિ. તેઓએ કેળવણી, નહેરકામ, વ્હેપાર વગેરે તરફ લક્ષ આપ્યું નહોતું. તેઓ મોગલો સામે લડી શકયા, પણ અંગ્રેજો સામે લડી શકયા નહિ. મરાઠા રાજાઓ બીલકુલ જુલ્મી નહોતા. પેશ્વાઓએ સંસ્કૃત અને મરાઠી સાહિત્યને ઉત્તેજન આપ્યું હતું. વેદનો અભ્યાસ સારો ચાલતો. હજુ પણ મરાઠા રાજ્ય ગુજરાત, માળવા અને મધ્ય હિંદુસ્થાનમાં છે.

**મરાઠા રાજ્યની સમીક્ષા**

(૧) રઘુનાથરાવની મુર્ખાઇના પરિણામે ઇ. સ. ૧૭૬૧માં પાણીપતનું યુદ્ધ થયું. ત્યારથી મરાઠા સત્તા નબળી પડવા માંડી. (૨) મરાઠાઓમાં જે ચાર વિભાગ પડયા હતા તેમાં સંપ નહોતો. કારણકે તેઓ જુદી જુદી જાતના હતા. (૩) અંગ્રેજ સત્તા વધતી જતી હતી; અને આ કુસંપનો લાભ લઇ અંગ્રેજ લોકો ફાવી ગયા.

**મરાઠાઓની પડતીના કારણો.**

**ઉપસંહારના પ્રશ્નો:**—૧. નાનાફડનવીસનું ટુંક જીવન વૃત્તાંત આપો. મરાઠા સરદારોમાં એ કયું સ્થાન ભોગવે છે તે કહો. ૨. પહેલેથી ચાર મરાઠા વિગ્રહના કારણો અને તેના પરિણામ જણાવો. ૩. મરાઠા રાજ્યની પડતીના કારણો આપો.

# ભાગ ૪.

## પ્રકરણ ૨૮ મું.

## યુરોપીયન વેપારીઓ.

યુરોપનો હિંદ સાથે વેપાર, વાસ્કોડીગામા, ફિરંગીઓનો હિંદીઓ સાથેનો વેપાર અને અસર.

આગળ આપણે જોયું છે કે યુરોપ અને હિંદ વચ્ચે વેપાર ઘણા લાંબા વખતથી ચાલતો હતો. તૈમુર લંગડાના વખતમાં સ્પેઇનના વેપારીઓ હિંદમાં આવ્યા હતા. ખરો વેપાર મોગલ રાજ્યના વખતથી શરૂ થયો. આ વેપાર દરીયા અને જમીન માર્ગે ચાલતો હતો. આરબોએ ઇજીપ્ત લીધું ત્યારપછી તે વેપાર આરબો અને મોગલોનાજ હાથમાં હતો. પંદરમા સૈકાને અંતે પોર્ટુગીઝ લોકો ઘણાં સાહસિક બન્યા હતા અને તેઓએ ગુડહોપની ભુશીર આગળથી હિંદુસ્થાન આવવાનો સીધો માર્ગ શોધી કાઢયો હતો. ઈ. સ. ૧૪૯૮માં એક સહાસિક પોર્ટુગીઝ નાવિક વાસ્કોડીગામા ગુડહોપ થઇને આરબી સમુદ્ર ઓળંગી કાલીકટ આવ્યો; તેણે આમ કરીને હિંદ અને યુરોપ વચ્ચેનો વેપારનો સીધો માર્ગ ખુલ્લો કીધો. યુરોપના દેશોમાં જે જે વસ્તુઓ ન મળતી તે હિંદુસ્થાનમાંથી લઇ જતા. તજ, લવંગ એલચી વગેરે ગરમમસાલો, અળસી, ખાંડ, ગળી. સુંઠ, સુતરાઉ અને રેશમી કાપડ લઈ જતા અને ત્યાંથી સોનું, રૂપુ, લોઢું, તાંબુ, કલાઈ, હાથીદાંત, બંદુક, પિસ્તોલ, તોપ, ગરમ કાપડ વગેરે લાવતા. તે વખતે હિંદુસ્થાનના મુખ્ય બંદરો ભરુચ ખંભાત, દીવ, કાલીકટ, કોચીન, ઘોઘા વગેરે હતા. પણ મુખ્ય બંદર તો સુરત હતું. તેને તે વેળા ચોર્યાસી બંદરનો વાવટો કહેતા.

**વાસ્કોડીગામા.**

સૌથી પહેલો વાસ્કોડીગામા હિંદુસ્થાનમાં આવ્યો હતો. તે કાલીકટના રાજા ઝામોરીનને મળ્યો અને વેપાર કરવાની રજા લીધી. પણ આરબો તેની વિરૂદ્ધ પડયા તેથી તે પાછો ગયો.

**ફીરંગીઓ.** તે પછી કાબ્રાલ આવ્યો અને તેણે કોઠી નાંખી. વાસ્કોડીગામા ફરીથી આવ્યો અને કાલીકટના ઝામોરીન સાથે લડયો. પછી તેઓ આરબો સાથે લડીને કેટલાક મુખ્ય બંદરો પોતાને હાથ કર્યાં. ઇ. સ. ૧૫૦૫ માં આલ્મેદા આવ્યો. તેણે કોચીનમાં રાજ્યધાની કરી અને લંકા સર કર્યું. તેણે દીવ પાસે ઇજીપ્ત અને ગુજરાતના કાફલાઓને હરાવ્યા. હિંદુસ્થાનમાં પોર્ટુગીઝ રાજ્ય સ્થાપવાની તે વિરૂદ્ધ હતો. પછી આલ્બુકેર્ક આવ્યો ઇ. સ. ૧૫૦૯. તેણે વેપારના મુખ્ય મથકો સ્થાપ્યા અને ફિરંગીઓ અને દેશીઓ વચ્ચે લગ્ન કરાવ્યા. પોતાના બચાવ માટે કોટ બંધાવ્યા, નિશાળો સ્થાપી, દેશી લશ્કરને કવાયત આપી અને હિંદનો વેપાર એક હાથ કરવાનો વિચાર કર્યો અને પોતાના પ્રાંતમાં રહેતા હિંદીઓને ખ્રિસ્તી બનાવવાનો પ્રયત્ન કર્યો. તેણે ઘણા ખોટા અને ઘાતકી કામો કરેલાં જેથી આખરે ફિરંગી સત્તાનો નાશ થયો. તેણે ગોવા અને મલાક્કા સર કર્યાં હતા અને ફિરંગી સત્તાને મજબુત કરી હતી. તે ઇ. સ. ૧૫૧૫માં મરણ પામ્યો. તેના મરણ પછી ફિરંગીઓ હિંદુસ્થાનમાં વધારે વખત ટકી શકયા નહિ. જો કે તેઓએ જાવા, સુમાત્રા વગેરે સ્થળે પોતાની કોઠી ઘાલી હતી. છતાં તેઓ અંગેજો આગળ ટકી શકયા નહિ. અને ઇ. સ. ૧૫૬૪માં તેમની સત્તાનો નાશ થયો. ફિરંગીઓના હિંદમાં આવવાથી આપણી ભાષામાં તેમના કેટલાક શબ્દો ઉમેરાયા. ફિરંગીઓ શિક્ષકો તરીકે સારૂ કામ કરતા. તેઓનું તોપખાનું ઘણું સારૂ હોવાથી અહિંઆના રાજાઓ તે વાપરતા. તેઓએ આપણા દેશમાં પશ્ચિમના ફળફુલો દાખલ કર્યાં. તેઓએ હિંદુસ્થાનની સ્થીતિનું તે વખતનું વર્ણન પુસ્તકોમાં કર્યું છે. તેઓના સંસ્થાનો હાલ દીવ, દમણ અને ગોવા છે.

**ઉપસંહાર માટે પ્રશ્નો:**—૧. યુરોપથી હિંદુસ્થાન સુધી પહેલી મુસાફરી કરનાર કોણ હતો? તેને વિશે તમે શું જાણો છો? ૨. ફિરંગીઓના વેપાર અને તેમની હિંદીઓ પર થયલી અસરની નોંધ કરો.

---

## પ્રકરણ ૨૯ મું.

## વલંદા, ફ્રેંચ, ડેઈનો અને અંગ્રેજો.

**વલંદા, ફ્રેંચ, અને ડેઇનો. અંગ્રેજો અને ઇસ્ટઇંડીઆ કુ. અને તેનો વહીવટ.**

વલંદાઓએ ઈ. સ. ૧૬૦૨માં એક સંયુક્ત ડચ કંપની સ્થાપી. બેટેવીયા એ તેઓનું મુખ્ય સ્થાન હતું. ઇ. સ. ૧૬૪૧ માં તેઓએ

**વલંદા.**

મલાક્કા લીધું, પછી લંકાનો ટાપુ પણ લીધો; અને હિંદુસ્થાનમાં મદ્રાસ, પુલીકટ, નેગાપટ્ટમ, ચીનસુરા, સુરત, ભરુચ વગેરે સ્થળોએ કોઠી નાંખી. પણ, તેઓની સત્તા બહુ ઝામી શકી નહિ. તેઓની નબળાઇ વખતે અંગ્રેજોએ તેઓના સ્થળો લઇ લીધાં.

સત્તરમાં સૈકામાં ફ્રેંચોએ ચીન સાથે વેપાર કરવાની એક વેપારી મંડળી ઉભી કરી. તે મંડળનો મુખ્ય આગેવાન કોલબર્ટ હતો. ઈ. સ.

**ફ્રેંચ.**

૧૬૭૩–૭૪માં ફ્રેંચોએ ચંદ્રનગર અને પોંડિચરીમાં કોઠી નાંખી. સુરત અને ભરુચમાં તેઓની કોઠી હતી. ઈ. સ ૧૭૨૫માં તેઓએ માહીમમાં કોઠી નાંખી. અને ઇ. સ. ૧૭૩૯ માં એક ફ્રેંચ સરદાર ડુમાએ તાંજોરના રાજા પાસે કાલીકટ લીધું; અને પોતાની સંસ્થા સ્થાપી. ડુમાએ કર્ણાટકના નવાબ સાથે મિત્રતા કરી, ચંદાસાહેબને મદદ કરી અને રાઘોજી ભોંસલેને બહાદુરીથી જવાબ આપી ફ્રેંચોની કીર્તિ પ્રસરાવી. તે પહેલો ગવર્નર હતો.

**ડેઇનો** ઇ. સ. ૧૬૧૬માં આવ્યા હતા. ત્રાંકીબાર અને શ્રીરામપુર ખાતે તેઓએ કોઠી નાંખી હતી.

એલીઝાબેથ રાણીના વખતમાં કેટલાક અંગ્રેજ પ્રવાસીઓ એશિયા તરફ આવ્યા હતા. ઇ. સ. ૧૬૮૦ માં તે રાણીએ લંડનના વેપારીઓને હિંદી મહાસાગરમાં વેપાર કરવાનો અધિકાર આપ્યો. પણ ફિરંગી અને વલંદાઓ તેની વિરૂદ્ધ થયા હતા. ઇ. સ. ૧૬૧૨માં અંગ્રેજોએ સુરતમાં પહેલી કોઠી નાંખી; અને ફિરંગીઓને સાવલી (જેને આપણે સુવાળી કહીએ છીએ) પાસે હરાવ્યા અને ઓરમઝનો ટાપુ લીધો. એટલે તેઓની સત્તા દરિયા પર ઝામી. ઇ. સ. ૧૬૧૫ માં સર ટોમસ રોએ જહાંગીરના દરબારમાં આવી હિંદુસ્થાનમાં વેપાર કરવાના હક માંગ્યા અને તે તેને મળ્યા. ઇ. સ. ૧૬૩૯માં અંગ્રેજોએ ચંદ્રગીરીના રાજા પાસેથી પોર્ટસેંટ જ્યોર્જ અથવા મદ્રાસ પટાપર રાખ્યું; અને ઇ. સ. ૧૬૫૦ માં બંગાળામાં વેપાર કરવાના અને કોઠી નાંખવાના હક મેળવ્યા. ઇ. સ. ૧૬૬૯ માં ચાર્લ્સ બીજાએ પહેરામણીમાં મળેલો મુંબાઇનો ટાપુ ૧૦ પૌંડે ભાડે ઇસ્ટ ઇંડીઆ કમ્પનીને આપ્યો. ઇ. સ. ૧૬૯૦માં અંગ્રેજોએ કલકત્તામાં કોઠી નાંખી. આ વખતે તેઓનો મુખ્ય વેપાર સુરતને બદલે મુંબાઇ મારફતે થવા લાગ્યો. આમ જુદી જુદી ઘણી અંગ્રેજ કંપનીઓ વેપાર કરતી હતી. તે બધી ઇ. સ. ૧૭૦૨માં એકત્ર થઇ અને સાથે વેપાર કરવા લાગી. કંપનીને વખતોવખત કેટલીક સત્તાઓ આપવામાં આવી હતી. કોઠી નાંખવાની, સજા કરવાની અને વેપાર કરવાની સત્તા આપવામાં આવી હતી. ત્યાર પછી અમલદારો નીમવાની, ન્યાય આપવાની, સુલેહ અને લડાઇ કરવાની પણ સત્તા આપવામાં આવી હતી. પાછળથી ખાસ લશ્કર રાખવાનો અધિકાર આપવામાં આવ્યો હતો.

**અંગ્રેજો.**

કંપનીનો વહીવટ પ્રોપ્રાયટરો અને ડાયરકટરો કરતા. પ્રોપ્રાયટરો ડાયરેક્ટરો ચુંટતા. મુંબઇ, મદ્રાસ અને કલકત્તા ખાતે ગવર્નરો હતા અને તેને મદદ કરવાને ૧૨ થી ૧૬ સભ્યોની એક મંડળી નીમવામાં આવી હતી.

**ઇસ્ટ ઇંડીઆ કંપનીનો વહીવટ.**

કંપનીના નોકરોના ચાર ભાગો હતા, વેપારીઓ, કારકુનો વગેરે. આ પ્રમાણે અંગ્રેજ કંપની પોતાનો વહીવટ, અને કારભાર હિંદુસ્થાનમાં કરતી હતી અને સત્તા ચલાવતી.

**ઉપસંહાર માટે પ્રશ્નો:**—૧. યુરોપની બધી પ્રજાઓમાં વેપાર કુશળપ્રજા કયી હતી? ૨. ઇસ્ટ ઇંડીઆ કંપનીએ કેવી રીતે વહિવટ શરૂ કર્યો હતો? ૩. બીજી કંપનીઓ વિશે શું જાણો છો?

---

## પ્રકરણ ૩૦ મું.

## ફ્રેન્ચ અને અંગ્રેજ.

ફ્રેન્ચ મુત્સદ્દી ડુપ્લે. તેની કારકીર્દિ. અંગ્રેજ મુત્સદ્દી કલાઇવ. કર્ણાટક વિગ્રહ. ફ્રેન્ચની પડતીના કારણો.

**ડુપ્લે**

મહાન અંગ્રેજ ઇતિહાસ કર્તા મેકૉલે લખી ગયા છે કે છિન્નભિન્ન થયલા મોગલ રાજ્યની જગ્યાએ કોઇ યુરોપી રાજ્ય સ્થાપી શકાય એવું છે એવો વિચાર પહેલવહેલો કરનાર તે ડુપ્લે હતો. આ ફ્રેન્ચ મુત્સદ્દી ઘણો બાહોશ, દેશી રાજ્યોની નબળાઇથી તદ્દન જાણીતો, રાજ્યખટપટની કળામાં પુરો, અને અદ્દભુત શોધક બુદ્ધિવાળો પુરૂષ હતો.

**તેની પહેલી યોજના**

ડુપ્લેએ પોતાની ચકોર નજરે જોઇ લીધુ હતું કે હિન્દી સીપાઇઓ હિમ્મત અને બહાદુરીમાં કોઇથી ઊતરતા નથી. પણ યુરોપી યુદ્ધકળાથી તદ્દન અજાણ છે. એ સીપાઇઓને જો યુરોપી કવાયત આપી હોય અને બાહોશ યુરોપી સરદારી તળે રાખ્યા હોય તો એમનું અજીત લશ્કર બનાવી શકાય.

આવું નાનું પણ કવાયત પામેલું લશ્કર તૈયાર કરી દેશી નવાબો કે રાજાઓની મારામારીમાં એક પક્ષની કુમકે જઈ તેને ગાદી આપવી અને તેને નામે તેના રાજ્યમાં અમલ ચલાવવો.

**તેની બીજી યોજના**

આમ એક પછી એક રાજ્યો પોતાના અમલ તળે લેવા. જ્યારે આ ચતુર ફ્રેન્ચ મુત્સદ્દીએ આવી મહાન યોજના ઘડી, ત્યારે અંગ્રેજ વેપારીઓને સ્વપ્ને પણ ખબર ન હતી કે આજ યોજનાઓ શીખી તેઓ હિંદમાં સર્વોપરી સત્તા બેસાડશે. આવું એક લશ્કર તૈયાર કરી ડુપ્લે કોઇ દેશી રાજાઓમાં ઝગડો જાગે તેની રાહ જોતો હતો. ડુપ્લે જેટલો બાહોશ હતો તેટલો દીર્ઘ દ્દષ્ટિવાળો હતો તેને ધાસ્તી લાગ્યા કરતી હતી કે રખેને આ યોજનાઓનું અનુકરણ અંગ્રેજો કરે, તેથી એણે આ યોજના બહુજ છુપી રાખી હતી. અને અંગ્રેજોને હિંદમાંથી દૂર કરવાની તક તે જોયા કરતો હતો.

આ વખતે એટલે ૧૭૪૬માં અંગ્રેજો અને ફ્રેન્ચો વચ્ચે યુરોપમાં લડાઈ જાગી. તે ઓસ્ટ્રીઆની રાજગાદીના હકની તકરાર (વિગ્રહ) થી જાણીતી છે. લાબોર્ડોને નામનો એક ફ્રેન્ચ સરદાર

**કર્ણાટકનું પહેલું યુદ્ધ**

પોતાનું નૌકાસૈન્ય લઇ આવ્યો અને મદ્રાસને ઘેરો ઘાલી શરણે આવવાની ફરજ પાડી. લાબોર્ડોનેને ડુપ્લેએ સમજાવી પાછો વાળ્યો અને મદ્રાસનો કબજો પોતે લીધો. મદ્રાસના અંગ્રેજ ગવર્નરને, તથા વેપારીઓને સીપાઇઓને કેદ કરી પોંડીચેરી લઇ ગયો. અંગ્રેજોએ કર્ણાટકના નવાબને અરજ કરી કે મદ્રાસ ફ્રેન્ચો પાસેથી અમને પાછું અપાવો; કારણ કે મદ્રાસ એ અમારૂં સંસ્થાન તમારા રાજ્યમાં છે. નવાબે ડુપ્લેને મદ્રાસ પાછું આપવાને હુકમ કર્યો. ડુપ્લેએ તેનો તીરસ્કાર કર્યો. તે પરથી નવાબે ૧૦૦૦૦ માણસનું લસ્કર મોકલ્યું, પણ તેને સેંટથોમ નામની ટેકરી આગળ ડુપ્લેના કવાયદી નાના લસ્કરે ઝપાટામાં હરાવ્યું. આ લડાઇથી ડુપ્લેએ સિદ્ધ કરી આપ્યું કે નાના પણ કવાયદી લસ્કર અને

તોપખાના આગળ બીન કવાયદવાળા મોટા લશ્કરનું કશું ચાલતું નથી. પણ એટલામાં યુરોપમાં લડાઈ બંધ પડી અને સંધી થઈ. ઈ.સ. ૧૭૪૮. ડુપ્લેને મદ્રાસ પછું આપવું પડયું. હાથમાં આવેલી બાજી ગઈ. પણ ડુપ્લેને ફરી તક મળી.

આ વખતે કર્ણાટકનો નવાબ અનવર-ઉદ-દીન હતો અને હૈદરાબાદનો સુબો નિઝામ-ઉલ-મુલ્ક હતો. નિઝામ ૧૭૪૮માં મરણ પામ્યો. મુઝફ્ફરજંગ અને નસીરજંગ વચ્ચે લડાઇ જાગી. પેહલો નિઝામનો દોહિત્ર હતો અને બીજો પુત્ર હતો. મુઝફ્ફરજંગનું કાંઇ ચાલ્યું નહિ. તેથી તે ડુપ્લે પાસે મદદ માંગવા ગયો.

**કર્ણાટકનું બીજું યુદ્ધ ઇ. સ. ૧૭૪૯-૧૭૫૪.**

એજ અરસામાં અનવર-ઉદ-દીન અને ચંદાસાહેબ વચ્ચે લડાઇ થઇ. ચંદાસાહેબ આગળા નવાબનો જમાઇ થતો હતો તે પણ ડુપ્લે પાસે મદદ માંગવા ગયો. કર્ણાટક અને હૈદ્રાબાદ પોતાની સત્તા તળે લેવાની તક ડુપ્લેને મળી. બુસી નામના બાહોશ સરદારને લશ્કર આપી. ડુપ્લેએ બેઉને મદદ કરવા મોકલ્યો. મુઝફ્ફરજંગ, ચંદાસાહેબ અને બુસી પહેલાં કર્ણાટકના નવાબ-અનવર-ઉદ-દીન પર ચઢાઇ કરી. તેને અંબુર આગળ હરાવ્યો. ઈ. સ. ૧૭૪૯. અનવર-ઉદ-દીન માર્યો ગયો, તેના છોકરા મહમદઅલીએ ત્રિચીનાપલીના કીલ્લામાં આસરો લીધો, અને ચંદાસાહેબ આર્કટની ગાદીએ બેઠો. હવે બુસી મુઝફ્ફરજંગને લઇ હૈદ્રાબાદ ગયો, તેમને ગાદી મળી. પણ તે થોડા દહાડામાં મરણ પામ્યો. બુસીએ નસીરજંગના ભાઇ સલાબતજંગને હૈદ્રાબાદનો રાજ્ય કર્તા બનાવ્યો. સલાબતજંગે બુસીને તથા તેના લશ્કરને પોતાના રક્ષણ માટે પોતાની પાસેજ રાખ્યું. અને તેના સ્વભાવને માટે ઉત્તર સરકારનું પરગણું આપ્યું. હવે ડુપ્લેની આશા લગભગ બર આવી.

અત્યાર લગી અંગ્રેજોએ લડાઇમાં કશો ભાગ લીધો નહતો. કેમકે ફ્રેન્ચ અને અંગ્રેજો વચ્ચે સલાહ હતી. પણ હવે ડુપ્લેની વધતી જતી

સત્તા જોઇ અંગ્રેજોને ધાસ્તી લાગી કે આપણા સંરક્ષણ માટે આપણે પણ લશ્કર તૈયાર કરી રાખવું જોઇએ. એટલામાં મહમદઅલી જે ત્રિચીનાપલ્લીમાં હતો તેને ચંદાસાહેબે ઘેરી લીધો. એને શરણે આવવાની ફરજ પડતે, પણ મહમદઅલીએ અંગ્રેજોની મદદ માંગી. મદ્રાસના ગવર્નરે મદદ મોકલવા કબુલાત આપી. અંગ્રેજ લશ્કર મહમદઅલીને મદદ કરવાને ત્રિચીનાપલ્લી તરફ કુચ કરવાનું હતું. પણ એટલામાં એક જુવાન ન્હાના અમલદાર રોબર્ટક્લાઇવે સુચના કરી કે જો આપણે કર્ણાટકની રાજધાની આર્કટ કબજે કરીએ તો ચંદાસાહેબને ત્રિચીનાપલ્લી છોડીને પોતાની રાજધાનીના રક્ષણ માટે આવવું પડશે. પણ આટલા ન્હાના લશ્કરથી ત્રિચીનાપલ્લી લેવાય એ અશક્ય છે, પણ આર્કટના કોટની પાછળ રહી આપણે આટલા લશ્કરથી પણ સારો બચાવ કરી શકીશું. આ વિચાર ગવર્નરને બહુજ પસંદ પડયો અને ક્લાઇવને પોતાનેજ આ કામ સોંપ્યું.

**ક્લાઇવની યોગ્ય સુચના**

ફક્ત બસો અંગ્રેજ સિપાઇઓ અને ત્રણસો દેશી સિપાઇઓ લઇને ક્લાઇવે આર્કટ તરફ કુચ કરી. ચંદાસાહેબની રાજધાની એણે સપાટામાં લઈ લીધી. ચંદાસાહેબ આ સમાચાર સાંભળી જરૂર આવશે એમ ધારી તેણે કોટને મરામત કરી લીધી, અને ખોરાક એકઠો કરી લીધો; અને ઘેરાની સામા બચાવ કરવાની તૈયારી કરી રાખી. ચંદાસાંહેબે એના પુત્ર રાજાસાહેબને લશ્કર આપી આર્કટ કબજે કરવા મોકલ્યો (ઇ. સ. ૧૭૫૦). આર્કટનો બચાવ ક્લાઇવે ૫૩ દિવસ સુધી એવી બહાદુરીથી કર્યો કે બધાને આશ્ચર્ય લાગ્યું કે આ જુવાન સરદાર જેણે યુદ્ધકળાની તાલીમ કદી લીધેલી નહિ, જેને યુદ્ધનો અનુભવ ન હતો તેનામાં યુદ્ધ કરવાનું આવું ઉંચું જ્ઞાન ક્યાંથી આવ્યું હશે. આર્કટના ઘેરા પછી અંગ્રેજોની ચઢતી થવા લાગી, અને આર્કટના ઘેરાથીજ અંગ્રેજ સામ્રાજ્યનો પાયો નંખાયો. (ઇ. સ.

**આર્કટનો ઘેરો અને અંગ્રેજોની ચઢતી**

૧૭૫૧) રાજાસાહેબથી આર્કટ લેવાયું નહિ, તેણે ઘેરો ઉઠાવ્યો, અને ત્યાંથી પાછો હઠયો, કલાઇવે તેની પુઠ પકડી અને તેને આર્ણી આગળ હરાવ્યો. એટલામાં અંગ્રેજ મુખ્ય સરદાર મેજર લોરેન્સ બીજું લશ્કર લઇ આવ્યો અને કલાઇવને મળ્યો. પછી બન્ને સરદારો ત્રિચીનાપલ્લી તરફ ગયા. ચંદાસાહેબ હારી ગયો અને માર્યો ગયો. આ વખતે ફ્રેન્ચ સરદારે મોટી ભૂલ કરી. તેઓએ ડુપ્લેને ફ્રાન્સ બોલાવ્યો, અને અંગ્રેજો સાથે સલાહ કરી. આ પોંડીચરીના કરાર કહેવાય છે. ઇ. સ. ૧૭૫૫. ફ્રેન્ચોએ મહમદઅલીને કર્ણાટકનો નવાબ સ્વીકાર્યો. ડુપ્લેના યુરોપ જવા પછી ફ્રેન્ચોની મોટી મોટી આશાઓ જમીનદોસ્ત થઈ ગઈ.

ઇ. સ. ૧૭૫૬માં ફ્રેન્ચ અને અંગ્રેજો વચ્ચે લડાઇ જાગી. આને ‘સાત વર્ષનો વિગ્રહ’ કહે છે. આથી હિંદમાં પણ ફ્રેન્ચ અને અંગ્રેજો વચ્ચે યુદ્ધ મંડાયું. અંગ્રેજ સરકારે કલાઇવ (જે તે વખતે વિલાયતમાં હતો) તેને એક મોટું લશ્કર આપી હિંદુસ્થાન મોકલ્યો, તેમજ ફ્રેન્ચ સરકારે કાઉન્ટડી લાલી નામના સરદારને એક લશ્કર આપી મોકલ્યો. લાલીએ એકદમ ફ્રોર્ટ સેન્ટ ડેવીડનું સંસ્થાન લીધું. પછી તેણે સરદાર બુસી જે હૈદ્રાબાદમાં હતો તેને ફ્રેન્ચ લશ્કર લઇ પોંડીચરી આવવાનો હુકમ કર્યો. બુસીને જવું પડયું. આ બીજી મોટી ભૂલ થઇ. બુસીના જવાથી હૈદ્રાબાદમાં ફ્રેન્ચ સત્તા નાબુદ થઇ. લાલી અને બુસીએ મદ્રાસને ઘેરો ઘાલ્યો, પણ વિલાયતથી બીજું તાજુ લશ્કર આવતાં તેઓએ મદ્રાસનો ઘેરો ઉઠાવી લીધો; અને પછી ફ્રેન્ચોની પુઠ પકડી. અંગ્રેજ સરદાર સર આયર કુટે તેમને વોંડીવાશ આગળ હરાવ્યા. ઇ. સ. ૧૭૬૦. પછી અંગ્રેજોએ પોંડીચરીને ઘેરો ઘાલ્યો. એક વર્ષ લગી લાલી બહાદુરીથી લડયો. આખરે ઇ. સ. ૧૭૬૧માં તે શરણે આવ્યો. ઇ. સ. ૧૭૬૩માં પેરીસના કરાર થયા. એની રૂએ ફ્રેન્ચોને પોંડીચરી અને બીજા ત્રણ ચાર સંસ્થાનો મળ્યા. આ રીતે ડુપ્લેની મહાન યોજનાઓ ઉંધી વળી ગઇ, અને તેની રાજ્યનીતિને અનુસરીને અંગ્રેજોએ હિંદમાં સામ્રાજ્ય સ્થાપ્યું.

ત્રીજો કર્ણાટક વિગ્રહ ઈ. સ. ૧૭૫૮–૧૭૬૧

(૧) ડુપ્લે ઘણો બાહોશ મુત્સદ્દી હતો, પણ તે લડવૈયો ન હતો. તેની પાસે બુસી સિવાય કોઇ હોશીઆર સરદાર ન હતો. અને બુસીને હૈદ્રાબાદમાં નિઝામની ગાદી સાચવવા રહેવું પડયું. ત્યારે ડુપ્લે પાસે કોઇ સરદાર ન હતો કે જે ક્લાઇવ અને લોરેન્સની સામા ટકી શકે. (૨) હિંદમાં ફ્રેન્ચ અમલદારોને ફ્રેન્ચ તરફથી બરોબર મદદ મળતી ન હતી. (૩) ફ્રેન્ચ કંપની સ્વતંત્ર ન હતી. તે ફ્રેન્ચ સરદારના તાબા હેઠળ હતી, તેથી ડુપ્લે જેવા મહાન મુત્સદ્દીની યોજનાઓને ફ્રેન્ચ સરકાર સમજી શકતી ન હતી અને તેથી કિંમત પણ આંકી શકતી ન હતી. (૪) વળી ફ્રેન્ચ સરદારોમાં સંપ ન હતો. (૫) ઇંગ્લાંડનું નૌકા સૈન્ય ફ્રેન્ચ કરતાં વધારે બળવાન હતું તેથી દરિયા માર્ગે ફ્રેન્ચ લશ્કરને આવવાને બહુજ વિટંબણા પડતી.

**ફ્રેન્ચની પડતીના કારણો.**



ડુપ્લે

**ઉપસંહાર માટે પ્રશ્નો:**—ડુપ્લે કોણ હતો? તેણે શી શી મોટી યોજનાઓ ઘડી હતી? તેમાં તે ફાવ્યો કે નહિ? ૨. ડુપ્લેનો હરીફ કોણ હતો? કર્ણાટક વિગ્રહમાં તેણે શું ભાગ ભજવ્યો? ૩. ફ્રેન્ચ ઇ. ઇ. કું.ના પડતીના કારણો આપો.

---

# પ્રકરણ ૩૧ મું.

## બંગાળામાં અંગ્રેજ ઈસ્ટ ઇંડીયા કંપનીની સત્તા.

### બંગાળાનો રાજકારભાર. કલકત્તાનું કારાગૃહ. પ્લાસીનું યુદ્ધ.

ઈ. સ. ૧૭૫૬માં અલીવર્દીખાન જે બંગાળાનો સુબેદાર થયો હતો તે મરણ પામ્યો. તેના પછી તેનો દોહીતર પુત્ર સીરાજુદૌલા નવાબ થયો. તે વિચારશીલ નહોતો. તે ઉદ્ધત અને

**બંગાળા.**

મીજાસી હતો. આ વખતે અંગ્રેજોની કોઠી કાસીમબજાર, હુગલી વગેરે સ્થળોએ હતી અને ત્યાં તેઓનો વેપાર સારી રીતે ચાલતો. હવે ફ્રેન્ચો સાથે લડાઈ થવાનો સંભવ હતો તે ઉપરથી કલકત્તાના કોટ તથા કિલ્લાને ત્યાંના ગવર્નરે મરામત કરવા માંડી. સિરાજ-ઉદ-દૌલાએ ગવર્નરને આ કામ બંધ કરવા ફરમાવ્યું. ગવર્નરે જવાબ વાળ્યો કે હું કાંઈ નવા કિલ્લા બાંધતો નથી. અને જુના સુધારૂં છું. વળી ઢાકાના મોટા વેપારી કૃષ્ણદાસની બાયડી તથા છોકરી બહુ રૂપાળા હતા. તેથી નવાબના ડરથી તેણે કલકત્તામાં અંગ્રેજોનો આસરો લીધો. નવાબે તેઓને સ્વાધીન કરવા ફરમાવ્યું. પણ ગવર્નર મી. ડ્રેકે તેને પાછા સોંપવાની ના પાડી. તેથી નવાબે કાસીમબજારની અંગ્રેજ કોઠી લુટી લીધી. અને કલકત્તા લઇ લીધું. ઈ. સ. ૧૭૫૬. કેટલાક અંગ્રેજ માણસો નાસી ગયા પણ જે થોડા ઘણા રહ્યા તેમને કેદ કરવામાં આવ્યા.

એમ કહેવાય છે કે આ કારાગૃહમાં અથવા કેદખાનામાં ૧૪૬ અંગ્રેજોને પૂરવામાં આવ્યા હતા. તેમાં ૨૩ જેમ તેમ જીવતા નીકળ્યા હતા. આ વાત કેટલે અંશે ખરી છે તે હજુ

**કલકત્તાનું કારાગૃહ.**

સાબીત થયું નથી. આને માટે નવાબ જવાબદાર હોય એમ જણાતું નથી. નવાબનો ઇરાદો અંગ્રેજોને મારી નાંખવાનો હતો નહિ. તેમ કેદખાનામાં તેઓની સ્થિતિ વિષે તે બેદરકાર કદાચ રહ્યો હશે, પણ તેઓની સ્થિતિ તે ભાગ્યેજ

જાણુતો હશે. કેદખાનું તદ્દન અંધારી કોટડી જેવું હતું એ વાત ખોટી છે. યુરોપમાં પણુ તે વખતે આવા કેદખાના ઘણા હતા. કારાગૃહની વાત હજુ સાબીત થઈ શકી નથી.

**કલકત્તા સર થયું**

કલકત્તા ગયું એવું ખબર પડવાથી મદ્રાસ સરકારે નૌકાસૈન્ય એડમિરલ વૉટસનની સરદારી હેઠળ અને જમીન પરનું લશ્કર કલાઈવની સરદારી હેઠળ મોકલ્યું. તેઓએ નવાબના લશ્કરને મારી કાઢી કલકત્તા સર કર્યું. ઈ. સ. ૧૭૫૦.

આ વખતે ફ્રેન્ચો અને અંગ્રેજો વચ્ચે લડાઈ ચાલતી હતી; તેથી કલાઇવે ચંદ્રનગર કબજે કર્યું. ફ્રેન્ચો નવાબના આશ્રય નીચે હતા. તેથી તેઓ કલાઈવની સામે થયા. પણુ એટલામાં નવાબની સામે કાવત્રું રચવામાં આવ્યું અને તેને પદભ્રષ્ટ કરવામાં આવ્યો.

**નવાબ સામેનું કાવત્રું.**

નવાબના અત્યાચાર અને વ્યભિચારથી અમલદારો તેમજ રૈયત કંટાળી ગઇ હતી. તેની સામુ તેના અમલદારોએ કાવતરૂં રચ્યું. તેમાં કલાઇવ પણુ સામેલ થયો. તેમાં એવું ઠરાવવામાં આવ્યું હતું કે નવાબના લશ્કરના ઉપરી મીરજાફરને ગાદી આપવી અને અંગ્રેજોએ પોતાના કવાયદી લશ્કરની મદદ આપવી. આ કારસ્થાનમાં અમીચંદ નામે એક ઘણો પૈસાદાર વેપારી ભળ્યો હતો. તેણે કહ્યું હતું કે જો મને ૨૦ લાખ રૂપીયા આપવામાં આવે તો હું આ વાત છાની રાખીશ, નહિતર નવાબને બધી હકીકત કહીશ. બધા કાવતરાખોર ગભરાઈ ગયા પણુ કલાઇવે અમીચંદને વિશ્વાસમાં લીધો અને બે કાગળો પર કરાર લખાયા—સફેદ અને લાલ. ખરો કરાર સફેદ કાગળ પર હતો જેમાં અમીચંદને આપવા વિષે કાંઈ લખ્યું નહોતું; અને બીજા કાગળ પર દલાલી આપવા વિષે લખ્યું હતું. પણુ સત્યવાદી વોટસને તેના પર સહી કરવાની ના પાડી. કલાઈવનું આ વર્તન ગેરવ્યાજબી ગણાય છે.

હવે ક્લાઇવે નવાબ સામે લડાઇ જાહેર કરી અને પ્લાસીના ક્ષેત્ર પર બંન્ને લશ્કર એકઠા થયા. નવાબનું લશ્કર ઘણું મોટું હતું પણ તે કવાયદ વગરનું હતું, વળી એનું તોપખાનું તદ્દન નકામું હતું.

**પ્લાસીનું યુદ્ધ.** સહવારથી લડાઇ શરૂ થઈ, પણ બપોર પછી નવાબના લશ્કરમાં ભંગાણ પડયું. નવાબે તો તરતજ પલાયન કીધું. અંગ્રેજોની જીત થઇ. ઈ. સ. ૧૭૫૭. અંગ્રેજો હવે વેપારી મટીને રાજ્યકર્તા થયા. અને અહિંથી હિંદમાં અંગ્રેજ સામ્રાજ્ય સ્થાપવાનો આરંભ થયો. નવાબની જગ્યાએ મીરજાફરને ગાદીએ બેસાડવામા આવ્યો. હવે હિંદુસ્થાનના ઇતિહાસમાં ઘણા મોટા ફેરફાર થવા લાગ્યા.

**ઉપસંહાર માટે પ્રશ્નો:**—૧ કલકત્તાના કારાગૃહ વિશે શું હકીકત છે? ૨ પ્લાસીના યુદ્ધના કારણો આપો. તેમાં મુખ્ય ભાગ કોણે ભજવ્યો અને તેથી શું ફેરફાર થયો તે જણાવો.

---

# પ્રકરણ ૩૨ મું.

## અંગ્રેજ સામ્રાજ્ય.

હિંદુસ્થાનની સ્થીતિ. બંગાળામાં અંગ્રેજોનો કારભાર. મીરકાસીમ. બક્ષરની લડાઈ. ક્લાઈવનો બીજી વખતનો રાજ-કારભાર. દિવાની. દ્વિરાજક પદ્ધતિ. કલાઇવનું ચારિત્ર.

**હિંદુસ્થાનની સ્થિતિ.** ઈ. સ. ૧૭૫૭ થી ઈ. સ. ૧૭૫૮ સુધીનો સમય સંક્રાંતિનો સમય કહેવાય છે. આ વખતે મોગલોની સત્તા આગ્રા, અલ્લાહાબાદ અને દિલ્હીમાં નામની હતી. બંગાળા, બિહાર અને ઑરિસાના પ્રાંતો ઇસ્ટ ઇંડીયા કંપનીના આશ્રિત નવાબ મીરજાફરના હાથમાં હતા. અયોધ્યાનો નવાબ સ્વતંત્ર થયો હતો. રોહિલાઓ રોહિલ-

ખંડમાં બળવાન બન્યા હતા. લાહોર, મુલ્તાન કાશ્મીર અને સિંધ અફગાનીસ્તાનના રાજા અહમદશાહ અબદલીના કબજામાં હતા. રજપુતસ્થાનના રાજાઓ નબળા થઈ ગયા હતા. મરાઠાઓ રજપુત અને જાટ જાતિઓ પાસેથી ચોથ ઉઘરાવતા. તેઓ હજુ બળવાન હતા. ગુજરાત અને કાઠિયાવાડમાં તેઓએ તેઓની સત્તા ફેલાવી હતી. કર્ણાટકનો નવાબ મહમદઅલી અંગ્રેજોનો રક્ષિત હતો, પણ ત્યાં ફ્રેંચ અને અંગ્રેજ વચ્ચે ખટપટ ચાલતી હતી. મ્હૈસુરનું રાજ્ય બળવાન થતું હતું. મહારાષ્ટ્રમાં મરાઠાઓની સત્તા હતી; અને તેઓ મોગલોની જગ્યા લેવા ઇચ્છતા હતા. મુંબાઇ, મદ્રાસ, કલકત્તા એ ત્રણ તેઓના સંસ્થાન હતાં અને સુરત, ભરુચ મછલીપટ્ટમ વગેરે સ્થળોએ અંગ્રેજોની કોઠીઓ હતી. પોંડિચરી. કાલીકટ, ચંદ્રનગર, માહિમ વગેરે ફ્રેંચોને તાબે હતા. દીવ, દમણ અને ગોવામાં ફિરંગીઓ હતા. ચીનસુરા અને નાગાપટ્ટમ ડચ લોકોને તાબે હતા. હિંદુસ્થાનની આવી સ્થિતિ હોવાથી કળા, સાહિત્ય, ઉદ્યોગ વગેરેમાં કાંઇ ખાસ પ્રગતિ થઇ નહોતી.

**બંગાળામાં અંગ્રેજોનો કારભાર.**

પ્લાસીના યુદ્ધ પછી મીરજાફર બંગાળાનો નવાબ થયો. તે ઘરડો હતો. તેણે કંપનીના નોકરો ને ખુશ કીધા અને ૨૪ પરગણાં કંપનીને આપ્યા; અને મફત માલ લઈ જવાની છુટ આપી. પણ આ નવા નવાબના ઘણા શત્રુ હતા. મોગલ પાદશાહ આલમગીરનો પુત્ર શાહઆલમે અયોધ્યાના નવાબ સાદતઅલીએ બિહાર પ્રાંત પર ચઢાઈ કરી પણ તેમાં તે ફાવ્યો નહિ. પણ બીજીવાર જ્યારે એ ચઢી આવ્યો ત્યારે અંગ્રેજોએ તેને હાંકી કાઢયો. તેજ વખતે અંગ્રેજ લોકોએ ડચ થાણું ચિન્સુરા લઈ લીધુ અને ડચની સત્તાનો અંત આવ્યો. હવે ક્લાઇવ ઇંગ્લાંડ ગયો. તેને બદલે વેન્સીટાર્ટ બંગાળાનો ગવર્નર થયો. તે નબળો હતો. તેણે મીરજાફરને ગાદીપરથી ઉઠાડી મૂકયો અને તેના જમાઈ મીરકાસીમને ગાદીએ બેસાડયો.

**મીરકાસીમ**

મીરકાસીમે ગાદીએ આવતા સાથેજ કંપનીને બર્દવાન, ચિતાગોંગ અને બિદનાપૂરના પરગણાં અંગ્રેજોને આપ્યા; અને અમલદારોને બક્ષીસો આપી. તેમજ મીરજાફરના વખતનું દેવું પતાવી દીધુ. મીરકાસીમે શરૂઆતમાં ઘણું સારૂ રાજ્ય કર્યું. નાણાંનો હિસાબ પોતે રાખતો. કરકસર કરી નકામો ખર્ચ ઓછો કીધો; લશ્કરને ઓછું કર્યું અને રાજ્યવહીવટમાં સુધારો કર્યો. હવે જમીનદારો પાસેથી મહેસુલ નીયમસર ઉઘરાવવામાં આવતું હતું. તેણે હિંદી લશ્કરને યુરોપીયન ઢબ મુજબ કવાયત આપી. પોતાની રાજ્યધાની મુર્સિદાબાદમાંથી ફેરવી મોંગિરમાં રાખી. તે કંપનીના શત્રુઓ સાથે ખટપટ કરતો નહોતો. પણ પોતાનાજ રાજ્યવહીવટ પર ધ્યાન આપતો હતો. પણ થોડા વખતમાં તેને પણ પદભ્રષ્ટ કરવામાં આવ્યો.

**મીરકાસીમ પદભ્રષ્ટ થયો તેના કારણો.**

ઇ. સ. ૧૭૧૭ના પટા મુજબ કંપનીને બંગાળાના પરદેશ સાથે વેપારપરની જકાત માફ કરવામાં આવી હતી. જ્યારે કંપનીની સત્તા આખા બંગાળાપર જામી ત્યારે કંપનીના બધા અમલદારો જકાત આપ્યા વગર વેપાર કરતા. પણ નવાબની પ્રજાને જકાત આપવી પડતી; તેથી અત્રેના દેશી વેપારીઓ કંપની પાસેથી પરવાના લેતા અને જકાત આપ્યા વગર વેપાર કરવા લાગ્યા. આથી નવાબને ખોટ જવા લાગી અને તેની હકુમત ઓછી થવા લાગી. વળી નવાબના અમલદારો જ્યારે જકાત વસુલ કરતા ત્યારે કંપનીના નોકરો તેમને સતાવતા. તેથી નવાબનો વહીવટ નબળો પડી ગયો. નવાબે કંપનીના માણસોને ઘણા સમજાવ્યા પણ તેઓએ તે સાંભળ્યું નહિ. તેથી મીરકાસીમે તમામ જકાત બધા ઉપરથી માફ કરી. કંપનીના નોકરોને આ ગમ્યું નહિ. કારણ કે તેમને ખોટ ગઇ. તેથી લડાઈ શરૂ થઇ.

નવાબે પટણા સર કર્યું અને ત્યાંના અંગ્રેજ વેપારીને કેદ કરી મોંગિર મોકલી દીધા. પણ ફરીથી નવાબ ઘેરીઆ પાસે હારી ગયો અને તે પટણા ચાલ્યો ગયો. ત્યાં બધા અંગ્રેજોની તેણે કતલ કરાવી. પણ મીરકાસીમ અંગ્રેજનું લશ્કર આવી પહોંચતાં નાઠો અને અયોધ્યાના નવાબ સુજા-ઉદ્-દૌલાની મદદ માંગી.

**લડાઈ.**

શાહઆલમ, મીરકાસીમ અને સુજાઉદૌલા બિહારપ્રાંત ઉપર ચઢી આવ્યા. પણ અંગ્રેજોએ તેઓને બક્ષર આગલ હરાવ્યા. ઇ. સ. ૧૭૬૪. શાહઆલમ અને સુજાઉદૌલા શરણે આવ્યા પણ મીરકાસીમ નાસી ગયો. ત્યાર પછી મીરકાસીમનું શું થયું તેની ખબર પડી નહિ. હવે મીરજાફરને ગાદીએ બેસાડયો. પણ તે એક વરસમાં મરણ પામ્યો. પછી તેનો પુત્ર નવાબ થયો.

**બક્ષરની લડાઈ.**

અંગ્રેજો હિંદુસ્તાનમાં ઘણી ખરાબ રીતે રાજ્યકારભાર કરતા હતા. તે વાત ઇંગ્લાંડ પહોંચી એટલે કલાઇવને સંપૂર્ણ સત્તા સહિત બંગાળાના ગવર્નર તરીકે ફરીથી ઇ. સ. ૧૭૬૫માં મોકલવામાં આવ્યો. તેણે બંગાળામાં આવ્યા પછી કેટલીક નવી વ્યવસ્થા કરી તે નીચે પ્રમાણે છે. (૧) કલાઇવે અંગ્રેજ નોકરો પાસે લખાવી લીધું કે કોઇએ ખાનગી વેપાર કરવો નહિ. લાંચ, રૂશ્વત, બક્ષીસ વગેરે સ્વીકારવું નહિ. (૨) આથી કંપનીના નોકરોને ખોટ ગઈ તેથી કલાઇવે તેના બદલામાં તેઓને બધો વેપાર હાથ કરવા દીધો, અને તે નોકરોએ માલની કિંમત પર ૩૫ ટકાની જકાત કંપનીને આપવી પડતી. આથી બંગાળાના દેશી વેપારીઓને ખોટ જવા લાગી. (૩) લશ્કરી અમલદારોને મળતું બેવડું ભથ્થું બંધ કરવામાં આવ્યું. (૪) કારોબારી સભાના સભ્યોમાં ઘટાડો કરી માત્ર ૪ સભ્યોને રાખવામાં આવ્યા.

**કલાઇવનો બીજી વખતનો રાજ્ય-કારભાર.**

પછી ક્લાઇવે મોગલ પાદશાહ શાહઆલમ અને શુજાદૌલા સાથે સલાહ કરી. કંપની માટે બંગાળા, બિહાર અને ઓરિસાની દિવાની લખાવી લીધી એટલે જમીનનું મહેસુલ ઉઘરાવવાનો હક અને વિવાદો ચુકવવાનો હક લખાવી લીધો. કંપનીએ તે બદલ પાદશાહને દર વર્ષે ૨૬ લાખ રૂપીયા આપવાનું કબુલ કર્યું. અયોધ્યાના નવાબ પાસેથી અલ્લાહાબાદ અને કોરાના પ્રાંતો લીધા અને મોગલ પાદશાહને આપ્યા. તેથી પાદશાહે

**દિવાની.**



**શાહઆલમ ક્લાઈવને દિવાની બક્ષે છે**

ઉત્તર સરકારના પ્રાંતની દિવાની લખી આપી. અયોધ્યાના નવાબ પાસેથી લડાઇનો ખર્ચ રૂપીયા ૫૦ લાખ લીધો. અને તેને તેનો મુલક પાછો આપ્યો. પણ કંપનીને ત્યાં વેપાર કરવાના હકો મળ્યા. કાશ્મીરના રાજાને પણ કંપનીએ આશ્રય આપ્યો. બંગાળાના નવાબ પાસેથી બધી રાજ્યસત્તા લઈ લેવામાં આવી અને તેને ૫૩ લાખ રૂપીયા દર વર્ષે આપવામાં આવ્યા. કંપનીએ બંગાળા, બિહાર અને ઓરિસા માટે ત્રણ નાયબ દિવાન નીમ્યા. અને તેનો વહીવટ કરવા માંડયો. આથી કંપનીને ઘણો લાભ થયો.

હવે બંગાલામાં પદ્ધતિસર કામ ચાલવા લાગ્યું. ત્યાં નવાબી માત્ર નામની હતી. પણ કંપનીની સત્તા પુરેપૂરી હતી. પણ હજુ અંગ્રેજો માત્ર વેપાર કરવા ઇચ્છતા હતા. તેથી પ્રજાને

**દ્વિરાજક પદ્ધતિ.**

કાંઈ લાભ થયો નહિ, ઉલટું નુકસાન થયું. અને ત્યાં બે કારભાર થવા લાગ્યા, કંપનીનો અને નવાબનો. આ રાજ્યવ્યવસ્થાને દ્વિરાજક પદ્ધતિ કહેવામાં આવે છે. આથી માત્ર કંપનીના નોકરો પૈસાદાર થયા. પણ કારભારમાં અંધેર હતું. કલાઇવ ઈ. સ. ૧૭૬૭ માં ઇંગ્લાંડ ગયો. કલાઇવ પછી બીજા બે ગવર્નરો આવ્યા. તેઓએ બંગાળાનો વહિવટ સુધારવાનો પ્રયત્ન કર્યો, પણ કાંઇ વળ્યું નહિ ઈ. સ. ૧૭૭૦માં બંગાળામાં ભયંકર દુકાળ પડયો અને ઘણા માણસો મરણ પામ્યા.



કલાઇવ

**કલાઇવનું ચારિત્ર**

લાંચ લીધી અને જાગીર

કલાઇવ વિષે ઘણું સારૂં લખવામાં આવ્યું છે પણ કેટલુંક અતિશયોક્તિ ભરેલું છે. તેણે અમીચંદને છેતર્યો હતો. મીરજાફરની સાથે ખટપટ કરી, લાંચ લીધી અને જાગીર કઢાવી તેની બંગાળાની રાજ્યવ્યવસ્થા નિષ્ફળ નીવડી. તે સ્વાર્થી હતો. તેનામાં દીર્ઘદૃષ્ટિ હતી. તે મોટો લડવૈયો હતો. કારભાર સારો કરી શકતો. તેનો મુખ્ય હેતુ પોતાનો સ્વાર્થ સાધવો અને પોતાના દેશને આર્થિક લાભ કરવાનો

હતો. સંકટ વખતે ધૈર્ય રાખતો. પાર્લામેન્ટમાં તેને વિષે ભારી ચર્ચા ચાલી હતી. છેવટે તે કંટાળી ગયો અને આપઘાત કરી મરણ પામ્યો. ઈ. સ. ૧૭૭૪.

**ઉપસંહાર માટે પ્રશ્નો:**-૧ અંગ્રેજોની ચઢતી થવા લાગી તે વખતે હિંદુસ્થાનની સ્થીતિ કેવી હતી? ૨. બંગાળામાં અંગ્રેજોના કારભાર વિશે શું જાણો છો? ૩. મીરકાસીમના રાજકારભારની ટુંક નોંધ કરો. ૪. કલાઇવે બીજી વખતે શું શું ફેરફારો કર્યા? ૫. દિવાની અને દ્વિરાજક પદ્ધતિનો અર્થ સમજાવો. તેનાથી શા શા લાભ થયા અથવા શું નુકસાન થયું તે કહો.

---

## પ્રકરણ ૩૩ મું.

## હૈદરઅલી અને અંગ્રેજો.

દક્ષિણ હિંદની સ્થીતિ. હૈદરઅલી. પહેલો મ્હૈસુર વિગ્રહ. હૈદરનું ચારિત્ર.

પહેલા કર્ણાટક વિગ્રહને પરિણામે ફ્રેંચોની પ્રતિષ્ઠા દેશી રાજાઓમાં વધી. ડુપ્લેને વિજય મળવાથી તેનામાં આત્મ વિશ્વાસ વધ્યો અને તેથી દેશી રાજ્યોના કારભારમાં માથું મારવા તેને મન થયું. ઈ. ૧૭૫૧-૫૭માં નિઝામ અને કર્ણાટકની ગાદી માટે ઝગડો ચાલતો હતો. કર્ણાટકમાં અન્વરૂદ્દિન નામનો નવાબ હતો, પણ ચંદાસાહેબ નામનો બીજો માણસ ગાદીના વારસ તરીકે હક કરતો હતો. તેને ડુપ્લેએ મદદ કરી. નિઝામની ગાદી માટે નાસિરજંગ અને મુઝફ્ફરજંગ દાવો કરતા હતા. તેમાંથી મુજફ્ફરજંગને ડુપ્લેએ મદદ કરી હતી. ડુપ્લેએ ચંદાસાહેબ અને મુઝફ્ફરજંગ સાથે મળી અન્વરૂદ્દિનને હરાવ્યો હતો. તેના મરણ પછી તેનો પુત્ર મહંમદઅલી નાસી ગયો હતો અને ચંદાસાહેબને કર્ણાટકનો નવાબ બનાવ્યો હતો. નાસિરજંગ ઈ. સ. ૧૭૫૦ માં

**દક્ષિણ હિંદની સ્થીતિ.**

હારી ગયો હતો, એટલે મુઝફ્ફરજંગને નિઝામ બનાવવામાં આવ્યો હતો. અંગ્રેજોએ મહંમદઅલીને મદદ કરી અને કલાઇવે આરકટને ઘેરો ઘાલ્યો. તેથી ચંદાસાહેબે તેના પુત્ર રાજાસાહેબને તેની સામા મોકલ્યો. આખરે રાજા સાહેબ ૧૭૫૧માં નાસી ગયો અને ચંદાસાહેબનું શ્રીરંગમમાં ખુન થયું. આવી રીતે રાજાઓ માંહોમાંહે લડી મરતા હતા. અને તેથી કોઈ પણ વ્યવસ્થિત રાજ્ય દક્ષિણમાં નહતું.

**મ્હૈસુર.**

સત્તરમા સૈકા સુધી મ્હૈસુરમાં શાલિવાહનના વંશના હિંદુ રાજાઓ રાજ્ય કરતા હતા. ઇ. સ. ૧૭૬૦માં હૈદરઅલ્લી નામનો મુસલમાન સરદાર કાબેલ યોદ્ધા તરીકે મશહૂર થયો. તેણે પોતાની જીંદગી શરૂ કરી અને ધીરે ધીરે તેણે મોટું લશ્કર બનાવ્યું. તેના બળની પ્રશંસા થવા લાગી અને તેથી મ્હૈસુરના રાજાએ તેને નોકરીમાં રાખ્યો. ઇ. સ. ૧૭૫૫માં તે ફોઝદાર બન્યો અને ઇ. સ. ૧૭૫૯ માં મુખ્ય સેનાપતિ થયો. પોતાના હાથમાં આખું લશ્કર આવવાથી મ્હૈસુરના રાજાને કેદ કરી તે ગાદીએ બેઠો.

હૈદરનો બાપ ફોજદાર હતો. હૈદરનો જન્મ ઇ. સ. ૧૭૨૨ માં થયો હતો. મોટો થયો ત્યારે તેની મા સાથે બેંગલોર આવી ત્યાં રાજ્યમાં ફોજદાર થયો. તેને લડાઈમાં મોકલવામાં આવ્યો ત્યારે

**હૈદરઅલી.** તેણે બહાદુરી બતાવી. તેથી ત્યાંના રાજાએ તેને મોટી જગ્યા આપી. હૈદર હવે જોરમાં આવ્યો અને બેદનૂરનો કિલ્લો કબજે કર્યો અને કૃષ્ણા નદી સુધીનો મુલક કબજે કર્યો. મલબારમાં પણ પોતે સત્તા બેસાડી. મ્હૈસુરનો રાજા કૃષ્ણરાજ મરણ પામ્યો, ઇ. સ. ૧૭૬૬; અને નંદરાજ ગાદીએ આવ્યો. આ વખતે હૈદરે તમામ સત્તા



હૈદરઅલી.

પોતાના હાથમાં લીધી. તેની સત્તા આટલી બધી વધી જવાથી મરાઠાઓએ અને નિઝામે મ્હૈસુર પર ચઢાઈ કરી. હૈદરે પેશ્વાને પૈસા આપી સમજાવ્યો; અને નિઝામને પોતાના પક્ષમાં લઇ અંગ્રેજો સામે લડાઈ જાહેર કરી. અને પહેલો મ્હૈસુર વિગ્રહ શરૂ થયો.

**પહેલો મ્હૈસુર વિગ્રહ.**

ઇ. સ. ૧૭૬૭માં અંગ્રેજોએ નિઝામને હૈદરની વિરૂદ્ધ મદદ આપી હતી. ખરૂં જોતા અંગ્રેજોએ આમ કરવું જોઇતું નહોતું. કારણ કે મહમદઅલીએ અંગ્રેજોને મ્હૈસુર રાજ્યના તાબામાં બાર પરગણુંઓની દિવાની લખી આપી હતી. મદ્રાસ સરકાર તે પચાવી પાડવાનો ઇરાદો રાખતી હતી. નિઝામે અંગ્રેજોને હૈદરના રાજ્યમાં આવેલા કેટલાક પરગણુંઓની મહેસુલ લખી આપી હતી; અને તે બદલ અંગ્રેજો તેમને મદદ કરવા બંધાયલા હતા. આ કારણોથી હૈદરે અંગ્રેજો સામે લડાઈ જાહેર કરી. ચંગમ આગળ હૈદર જીત્યો, પણ ત્રિનોમાલી આગળ તે હારી ગયો. ઇ. સ. ૧૭૬૭. મલબારમાં મોપલાઓ સામે થયા. આ વખતે હૈદરે નિઝામને પોતાના પક્ષમાં લીધો અને અંગ્રેજને નસાડી મદ્રાસ સુધી પહોંચી ગયો. તેથી મદ્રાસ સરકારને સુલેહનું કહેણુ મોકલ્યું. ઇ. સ. ૧૭૬૯. આથી હૈદરને સઘળો ગુમાવેલો પ્રદેશ મળ્યો. અને એક બીજાને મદદ કરવા બંધાયા. ત્યારપછી હૈદરે પોતાનો પ્રદેશ ઠેઠ તુંગભદ્રા સુધી વધારી દીધો. મ્હૈસુરનો રાજા નામનો હતો, પણ ખરી સત્તા હૈદરઅલીના હાથમાં હતી.

**બીજો મ્હૈસુર વિગ્રહ.**

મદ્રાસ સરકારનો ઇરાદો મ્હૈસુરની આસપાસના પરગણા લેવાનો હતો. હૈદર આ વાત સારી રીતે જાણતો હતો. ઇ. સ. ૧૭૬૯ના કરાર પ્રમાણે અંગ્રેજો હૈદરને મદદ આપવા બંધાયા હતા. પણ જ્યારે મરાઠાઓ ચઢી આવ્યા ત્યારે અંગ્રેજોએ મદદ આપી નહિ. આથી હૈદર ઘણો ગુસ્સે થઇ ગયો. અંગ્રેજોએ નિઝામને મદદ કરવાની હા પાડી. હૈદરને આ વાતની ખબર પડતાં, વધારે ગુસ્સે થયો.

અંગ્રેજોએ હૈદરના રાજ્યની હદમાં આવેલા ગંતુર અને માહે પર લશ્કર મોકલ્યું. અંગ્રેજોએ આ વખતે હૈદરની રજા લેવી જોઇતી હતી. પણ તેઓએ તેમ કર્યું નહિ. તે ઉપરાંત હૈદરના એક તાબેદાર જમીનદારને અંગ્રેજોએ મદદ આપી જે હૈદરને ગમ્યું નહિ. નિઝામે ગંતુર, કર્ણાટકના નવાબને સોંપી દીધું. એટલે અંગ્રેજો હૈદરની હદ પાસે આવી પહોંચ્યા. તેથી બંન્ને વચ્ચે લડાઇ જામી. હૈદરનો પુત્ર ટીપુ અને હૈદર પોતે પોલીલોર આગળ અંગ્રેજો સામું થયા અને જીત્યા, ઇ. સ. ૧૭૮૦. પણ પોર્ટોનોવો આગળ હારી ગયા, ઈ. સ. ૧૭૮૧. પછી પોલીલોર પાસે ફરી લડાઈ થઇ તેમાં કાંઇ નિર્ણય આવ્યો નહિ. સોલીંગર આગળ પણ તેમજ થયું. અંગ્રેજોએ નિઝામને ગંતુર આપી પોતાના પક્ષમાં લીધો; અને મરાઠાઓએ સાલબાઇ આગળ અંગ્રેજ સાથે કરાર કર્યો; એટલે હૈદર એકલો પડી ગયો. પણ તે થોડા મહિનામાં મરી ગયો, અને તેના પુત્ર ટીપુએ બેદનૂર કબજે કર્યું. અને અંગ્રેજ સરદારને કેદ કરી મેંગલોર તાબે કર્યું. એટલામાં બંન્ને વચ્ચે સુલેહ થઇ અને એકબીજાના પ્રાંતો પાછા આપ્યા.

**હૈદરનું ચારિત્ર.** હૈદર બાહોશ રાજ્યકર્તા હતો. તે મુત્સદ્દી હતો. સાધારણ સિપાઇના દરજ્જાપરથી રાજાની પદવીએ આવી ગયો હતો. તેણે મ્હૈસુર રાજ્યનો વિસ્તાર કર્યો. મરાઠા અને નિઝામને મ્હૈસુરમાં આવતા અટકાવ્યા. અંગ્રેજો હૈદરથી બ્હીતા. તેણે પોતાના લશ્કરને ફ્રેંચ અમલદાર નીચે કેળવ્યું હતું. તે ધર્માંધ નહોતો. પણ ક્રુર હતો. તેનામાં માણસની પરીક્ષા કરવાની શકિત હતી. તેનો સ્વભાવ રમુજી હતો. તે એક મોટો રાજા થઇ ગયો છે.

**ઉપસંહાર માટે પ્રશ્નો:**—૧. હૈદરઅલીના જીવનનો ટુંક વૃત્તાંત આપો. ૨. પહેલા મ્હૈસુર વિગ્રહના કારણો આપો. ૩. બીજા મ્હૈસુર વિગ્રહના કારણો અને પરિણામ જણાવો.

---

## પ્રકરણ ૩૪ મું.

### વૉરન હેસ્ટિંગ્સ (ઇ. સ. ૧૭૭૨ થી ૧૭૮૫)

**વૉરન હેસ્ટીંગ્સનો પહેલો કારભાર અને સુધારા વધારા. રોહિલાઓ. રેગ્યુલેટીંગ એક્ટ. મહારાજા નંદકુમાર. ચૈતસિંહ; અયોધ્યાની બેગમો. હેસ્ટિંગ્સના કારભારનો અંત. ફોક્સ અને પીટના બીલો.**

હેસ્ટિંગ્સનો જન્મ ઈ સ. ૧૭૩૩માં થયો હતો. ૧૭ વર્ષની ઉમરે તે કંપનીની નોકરીમાં જોડાયો. બંગાળાના નવાબ સાથે લડાઈ થઇ ત્યારે તે જર હતો.

**વૉરન હેસ્ટિંગ્સ-નો પૂર્વ વૃત્તાંત.**

ઇ. સ. ૧૭૬૧માં તે કલકત્તાની કૌંસિલનો સભ્ય બન્યો. ઇ. સ. ૧૭૬૪ માં તે ઇંગ્લાંડ ગયો. ઇ. સ. ૧૭૬૯માં તે મદ્રાસની કૌંસિલનો સભ્ય બન્યો અને ઇ. સ. ૧૭૭૨ માં તેની બંગાળાના ગવર્નર તરીકે નીમણુંક કરવામાં આવી.



વૉરન હેસ્ટિંગ્સ.

ઈ. સ. ૧૭૭૨ થી ૧૭૭૪ ના કારભાર દરમ્યાન તેણે કેટલાક સુધારાઓ કર્યા. આ વખતે ક્લાઇવે કરેલી કેટલીક વ્યવસ્થા નબળી પડી ગઈ. તેથી તેણે કેટલાક સુધારાઓ હાથમાં લીધા.

**વૉરન હેસ્ટિંગ્સનો પંહેલો કારભાર.**

**મ્હેસુલ સુધારો.**

પહેલા જમીનના મ્હેસુલની હરાજી કરાવામાં આવતી હતી. તેથી જુના જમીનદારોને ઘણું નુકશાન થતું હતું. હવે કંપનીએ દિવાની પોતાના હાથમાં રાખી અને પાંચ વર્ષ સુધી મ્હેસુલનો દર કાયમ રાખવામાં આવ્યો. પણ આ યોજના ટકી શકી નહિ. તેથી દર વર્ષે ફરીથી હરાજી કરવી પડી. દરેક પ્રાંતને જીલ્લાઓમાં જુદા પાડવામાં આવ્યા અને દરેક જીલ્લાવાર એકેક કલેકટર નીમવામાં આવ્યો. હવે બધી ઓફિસો કલકત્તા રાખવામાં આવી અને તેને રાજધાનીનું શહેર બનાવ્યું.

**ન્યાયખાતું.**

દરેક જીલ્લામાં દિવાની અને ફોજદારી અદાલતો રાખવામાં આવી અને તેને માટે નિયમો ઘડવામાં આવ્યા. છેવટની અપીલ કલકત્તાની અદાલતમાં સાંભળવામાં આવતી આથી. જમીનદારોની દિવાની અને ફોજદારી સત્તા નાશ પામી.

**વેપારમાં સુધારો.**

કંપનીના નોકરોને ગુમાસ્તા મારફત વેપાર કરતા અટકાવવામાં આવ્યા. ન્હાની દાણ ચોકીઓ કાઢી નાંખવામાં આવી. જકાતની મારી બધીજ પ્રજા પર બંધ થઈ. એક હાથ વેપાર કરવાના ઇજારા પર સુધારો કરવામાં આવ્યો. ચલણમાં સુધારો થયો. બેંકો સ્થપાઇ; અને લુચ્ચાઓને સજા કરવામાં આવી.

**ખર્ચમાં ઘટાડો:**

અલ્લાહાબાદ તથા કોરાના પ્રાંતો અયોધ્યાના નવાબને પાછા આપવામાં આવ્યા અને તે બદલ તેની પાસે ૫૦ લાખ રૂપીયા લેવામાં આવ્યા. મોગલ શહેનશાહનું ૨૬ લાખ રૂપીયાનું વર્ષાસન બંધ કરવામાં આવ્યું. આથી કંપની બંગાળામાં કાયદેસર સ્વતંત્ર સરકાર બની.

રોહિલાઓને મરાઠાઓ વારંવાર સતાવતા, તેના દેશ પર ચઢી આવતા અને ખંડણી ઉઘરાવતા. આથી એક રોહિલા સરદારે અયોધ્યાના નવાબ વઝીરને લખાણ કરી આપ્યું કે મરાઠાઓના હુમલા વખતે વઝીરે રોહિલાઓને મદદ કરવી અને તે બદલ રોહિલાઓ તેને ૪૦ લાખ રૂપીઆ આપે. ઇ. સ. ૧૭૭૩માં મરાઠાઓ રોહિલખંડ પર ફરીથી ચઢી આવ્યા. તે વખતે નવાબ વઝીરે કંપનીની મદદ માંગી અને તેની મદદથી મરાઠાઓને હાંકી કાઢયા. આ વખતે રોહિલાઓએ માત્ર પાંચ લાખ રૂપીયા નવાબ વઝીરને આપ્યા. આથી કંપની અને વઝીર વચ્ચે લખાણ કરવામાં આવ્યું કે કંપનીને વઝીરે ૪૦ લાખ રૂપીયા રોકડા અને લડાઇનો ખર્ચ આપવો. અને રોહિલખંડને તાબે કરવું. આ કરાર મુજબ બીજે વર્ષે રોહિલાઓને ફરીથી હરાવવામાં આવ્યા.

**રોહિલાઓ:**

કંપનીનો કારભાર હિંદુસ્થાનમાં ઘણીજ ખરાબ રીતે ચાલતો હતો. એ વાત ઈંગ્લાંડમાં ખબર પડી ત્યારે ત્યાંના મુત્સદ્દીઓએ તે કારભારને વખોડી કાઢયો અને જણાવ્યું કે કંપનીનો તમામ મુલક અને કારભાર ઈંગ્લાંડના રાજાના હુકમ નીચે લાવવો જોઇએ. તેથી રેગ્યુલેટીંગ એક્ટ પસાર કરવામાં આવ્યો ઇ. સ. ૧૭૭૩. તેમાં નીચેના મુખ્ય મુદ્દાઓ હતા; (૧) હિંદુસ્તાનમાં બંગાળાના કારભાર માટે એક ગવર્નર નીમવો અને તેને મદદ કરવાને ૪ સભ્યો નીમવા. (૨) તેઓની મુદત પાંચ વર્ષથી વધારે હોવી જોઇએ નહિ. કારભાર કૌંસિલની બહુમતીથી ચાલવો જોઇએ. (૩) બંગાળાની સરકારને વડીસરકાર ગણવામાં આવી અને મદ્રાસ અને મુંબાઇની સરકારે લડાઇ અને સુલેહ કરવાની બાબતમાં તેની સમંતિ લેવી. (૪) કલકત્તામાં એક વરિષ્ઠ કોર્ટ નીમવામાં આવી. અને તેના ન્યાયાધીશોની નીમણુંક ઈંગ્લાંડની સરકારે કરવી (૫) રાજાઓ, નવાબો અને વેપારીઓ પાસેથી કાંઇપણ જાતની બક્ષીસ લેવી નહિ. આ કાયદાનો હેતુ કંપનીના અનિયમીત કારભારપર અંકુશ

**રેગ્યુલેટીંગ એક્ટ**

રાખવાનો હતો. બહુમતીના કાયદા મુજબ ચાલવાથી ગવર્નરને તેના સભ્યો સાથે તકરારમાં ઉતરવું પડતું હતું. આથી કેટલીક વખતે ગવર્નર જનરલની સ્થીતિ કફોડી થતી.

**મહારાજા નંદકુમાર**

નંદકુમાર મોટો જમીનદાર હતો. તેણે હેસ્ટિંગ્સ ઉપર લાંચ લેવાનો આરોપ મૂકયો હતો. નંદકુમારપર કાવત્રાના આરોપસર વરિષ્ઠ અદાલતમાં કામ ચલાવવામાં આવ્યું હતું; અને તેને ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો હતો. પાછળથી તેનાપર બનાવટી દસ્તાવેજોપર સહી કરવાનો ખોટો આરોપ મૂકવામાં આવ્યો હતો. ગુન્હો સાબીત થયો હતો. અને નંદકુમારને ફાંસીની સજા થઈ. આમાં નંદકુમારને અન્યાય થયો હતો, કારણકે હિંદી કાયદા પ્રમાણે ખોટી સહી કરવાના આરોપ માટે ફાંસીની સજા કરવામાં આવતી નહોતી.

**કાશીરાજ ચૈયતસિંહ**

અયોધ્યાના નવાબે કાશીરાજપરના બધા હકકો કંપનીને સોંપી દીધા હતા. તે બદલામાં મહારાજા ચૈયતસિંહને સ્વતંત્ર રીતે રાજ્ય કરવાના હક કંપની તરફથી મળ્યા હતા. આથી કાશીરાજે કંપનીને ૨૨॥ લાખ રૂપીયા વાર્ષિક ખંડણી આપવાને કબુલ્યું હતું; અને તેના રક્ષિત રાજા તરીકે રહેવાનું લખી આપ્યું હતું. પાછળથી કંપનીને ફ્રેંચ, મરાઠા અને હૈદર સાથે લડાઈ થઇ તેને માટે હેસ્ટિંગ્સે કાશીરાજ પાસે બે લાખ રૂપીયા લીધા, અને પાંચ લાખનો તેને દંડ કરવામાં આવ્યો હતો. તે આપતા ઢીલ થઇ તેથી તેને ૫૦ લાખનો દંડ કરવામાં આવ્યો. તે વસુલ કરવા હેસ્ટિંગ્સ કાશી ગયો; પણ ત્યાં બળવો થયો તેમાં હેસ્ટિંગ્સ સપડાયો. મહામુસીબતે તે ત્યાંથી નાસી છુટયો. ચૈયતસિંહ પોતાનો ખાનગી ખજાનો લઇને નાસી ગયો. હેસ્ટિંગ્સે હવે ચૈયતસિંહને ગાદીએથી ઉઠાડી મૂકયો અને તેના ભાણેજને વાર્ષિક ૪૦ લાખ રૂપીયાની ખંડણી આપવાની શરતે ગાદીએ બેસાડયો. આમાં હેસ્ટિંગ્સની ભૂલ હતી. ચૈયતસિંહ પાસેથી બળજોરીથી પૈસા લેવાનું કાંઈ

કારણ નહોતું. તેમજ ખજાનો ખાલી થઈ ગયો હોવાથી તેને કાંઇ મલ્યું પણ નહિ

હેસ્ટિંગ્સે આ બાબતમાં પણ ઘણી મોટી ભૂલ કરી હતી. અયોધ્યાનો નવાબ કંપનીને લશ્કરનો ખર્ચ આપવા તૈયાર હતો. પણ ખર્ચમાં વધારો કરવામાં આવ્યો હતો. તેથી તેનું દેવું વધી ગયું. એટલામાં અયોધ્યામાં દુકાળ પડયો, એટલે કંપનીને કાંઈ મળી શકયું નહિ. આ વખતે મરાઠા સાથે તથા હૈદર સાથે લડાઇઓ ચાલતી હતી; તેથી કંપનીને પૈસાની જરૂર હતી. હેસ્ટિંગ્સે નવાબ સાથે કરાર કરી તેની સાવકી મા અને દાદીની જાગીરો ખાલસા કરી; અને રૂ. ૭૬ લાખ જેટલો ખજાનો છીનવી લીધો. આથી કાંઇ બધું દેવું પત્યું નહિ. ઉલટી કંપનીની આબરૂ ગઈ.

**અયોધ્યાની બેગમો.**

ઇ. સ. ૧૭૮૫માં હેસ્ટિંગ્સ રાજીનામું આપી ઈંગ્લાંડ ગયો. ત્યાં તેના પર કેટલાક આરોપો મૂકાયા; અને તેના પર સાત વર્ષ સુધી કામ ચાલ્યું. રોહિલખંડ, બેગમો, ચેયતસિંહ, નંદકુમાર વગેરેની બાબતોમાં તેને જવાબદાર ગણવામાં આવ્યો અને દોષિત ઠરાવવામાં આવ્યો. હેસ્ટિંગ્સે નિર્દોષ સાબીત થવાના ઘણાં પ્રયત્નો કીધા અને પુષ્કળ પૈસા વેર્યાં. આખરે તે નિર્દોષ ઠર્યો. પણ તે છેવટે તદ્દન નિર્ધન થઇ ગયો. તેથી કંપનીએ તેને ૪ હઝાર પૌંડનું વર્ષાસન બાંધી આપ્યું. ઇ. સ. ૧૮૧૮માં તે મરણ પામ્યો.

**હેસ્ટિંગ્સના કારભારનો અંત.**

કંપનીના વહીવટ દરમ્યાન ઘણી ગેરવ્યવસ્થા અને નાણાંની ખોટ જણાઇ તેથી ઇંગ્લંડની સરકાર તરફથી નીચેનું બીલ પસાર કરવામાં આવ્યુ. આથી પરિણામ એ આવ્યું કે રાજ્ય વહીવટ કંપનીના હાથમાં માત્ર નામનોજ રહ્યો.

**ફોકસ અને પીટના બીલો.**

(૧) **ફોકસનું બીલઃ**—ફોકસના બીલ પ્રમાણે કંપનીનો કારભાર ૬ સભ્યોને સોંપી દેવામાં

આવ્યો. પીટના બીલ પ્રમાણે કંપનીના કારભારના બે વિભાગ થયા. (૧) રાજકીય કારભાર રાજાથી નીમાયેલા ૬ સભ્યોના હાથમાં રહ્યો અને વેપાર વિષેની બાબતમાં કંપની પહેલાંની માફકજ સ્વતંત્ર રહી. પીટના બીલથી રાજ્યવ્યવસ્થા ફરી ગઈ અને રેગ્યુલેટીંગ એકટમાં જે ખામીઓ હતી તે દૂર થઇ. (૨) કોર્ટ ઓફ ડાયરેકટર્સની સંમતિ વિના ગવર્નર જનરલ લડાઇ અથવા સૂલેહ કરી શકે નહિ. (૩) ગવર્નર જનરલની કૌંસિલમાં હવે ત્રણજ સભ્યો નીમવામાં આવ્યા. (૪) મુંબાઈ અને મદ્રાસને એવા ત્રણ સભ્યોની કૌંસિલ આપવામાં આવી. (૫) કંપનીના નોકરોને લાંચ રૂશવત લેવાનું બંધ કરવામાં આવ્યું. આ બીલથી કંપનીની રાજ્યકીય સત્તા ઘટી ગઈ.

હેસ્ટિંગ્સ પછી જોન **મેકસફર્સન** કામચલાઉ ગવર્નર જનરલ થયો. તેના વખતમાં કાંઇ જાણવા જેવો બનાવ બન્યો નથી.

**ઉપસંહાર માટે પ્રશ્નો:**—૧. વૉરન હેસ્ટિંગ્સના પહેલા કારભાર દરમ્યાન કયા કયા સુધારા થયા ? ૨. રેગ્યુલેટીંગ એકટ વિશે શું જાણો છો ? ૩. મહારાજા નંદકુમાર, ચૈયતસિંહ, અને અયોધ્યાની બેગમો સાથે હેસ્ટિંગ્સની વર્તણુંક જણાવો. ૪. ફોકસ અને પીટના બીલો પર ટુંક નોંધ કરો અને તેથી ઇસ્ટ ઇંડિયા કંપનીને લાભ થયો કે ગેરલાભ તે કહો.

# પ્રકરણુ ૩૫મું.

**લૉર્ડ કોર્નવોલિસ. ત્રીજો મ્હૈસુર વિગ્રહ, અને સુલેહ. કોર્નવૉલીસના સુધારા અને કાયમની જમાબંધી. સરજોનશોર. નિઝામ અને મરાઠા વિગ્રહ, સરજોનશોરની રાજ્યનીતિ.**

કોર્નવોલિસ હિંદુસ્થાનમાં ગર્વનર જનરલ તરીકે ઇ. સ. ૧૭૮૬ માં

**લોર્ડ કોર્નવોલીસ** આવ્યો. (ઈ.સ.૧૭૮૬-૧૭૯૩) તેને કૌંસિલના મત વિરૂદ્ધ અગત્ય બાબતોમાં વર્તવાની સત્તા આપવામાં આવી હતી. તેના વખતમાં બે અગત્યની બાબતો ધ્યાનમાં રાખવા જેવી બની. (૧) ત્રીજો મ્હૈસુર વિગ્રહ અને તેણે કરેલા સુધારા.



લોર્ડ કોર્નવોલિસ

ટીપુએ માંગલોરના કરાર કર્યા પછી કેનારા દેશના ખ્રિસ્તીઓપર હુમલો કર્યો અને તેમને મુસલમાન થવાની ફરજ પાડી. કુર્ગ પર ચઢાઇ કરી અને ત્યાંના લોકોને મુસલમાન ધર્મ પાળવાની ફરજ પાડી. પછી મલબાર કિનારાના રહેવાસીઓને પણ મુસલમાન ધર્મમાં જોડાવાની ફરજ પાડી. પછી તેણે ત્રાવણુકોરના રાજા પર ચઢાઈ કરી અને તેનો કિલ્લો તોડી પાડવાનું તેને કહ્યું. ત્રાવણુકોરનો રાજા અંગ્રેજોનો મિત્ર હતો તેથી તેણે તેઓની મદદ માંગી અને લડાઇ જાહેર થઈ. નિઝામ અને મરાઠાઓ પણ ટીપુની વધી ગયેલી સત્તાથી

**ત્રીજો મ્હૈસુર વિગ્રહ**

બ્હીતા હતા તેથી તેઓ અંગ્રેજોની સાથે જોડાયા. લોર્ડ કોર્નવોલિસ મદ્રાસ થઇને મ્હૈસુર લશ્કર લઇને ગયો. તેણે બેંગલોર લીધું અને શ્રીરંગપટ્ટમ પર ચઢાઈ કરી. ટીપુ આરીકેરી આગળ હારી ગયો. તે દરમ્યાન મરાઠાઓ કૃષ્ણા અને તુંગભદ્રા નદીના વચ્ચેના બધાં પ્રાંતો પર ફરી વળ્યા. પછી શ્રીરંગપટ્ટમને ઘેરો ઘાલવામાં આવ્યો તેમાં કુર્ગનો રાજા વીરરાજ જોડાયો હતો. એટલામાં ટીપુએ સૂલેહની માંગણી કરી.

**સૂલેહ.** શ્રીરંગપટ્ટમના કરારથી સૂલેહ થઈ હતી. ટીપુએ મેંગલોર સિવાય મલબાર, ડીંડીગલ અને બાહમહાલ અંગ્રેજોને આપ્યા. નિઝામ અને મરાઠાઓને પણ પોતાના રાજ્યનો થોડો ભાગ આપ્યો. તે કંપનીનો આશ્રિત બન્યો. અને કરોડ રૂપીયાનો દંડ કંપનીને આપ્યો. દંડ ભરાય ત્યાંસુધી બે શાહજાદાઓને કંપની પાસે રાખવાનું કબુલ કર્યું. આથી ટીપુની સત્તા નરમ થઈ ગઈ.

**સુધારાઓ.** (૧) કોર્નવોલિસે ન્યાયખાતું સુધાર્યું. મુલ્કીખાતાને અને ન્યાયખાતાને જુદું પાડયું; અને ચાર પ્રાંતિક અદાલતો સ્થાપી. વકીલો માટે પરીક્ષાની પદ્ધતિ દાખલ કરી. (૨) પોલીસ ખાતું સુધાર્યું. ફોજદારી ગુન્હાઓ માટે પ્રાંતની અને જીલ્લાની અદાલતોને ન્યાય આપવાની સત્તા આપવામાં આવી. સનદી નોકરી દાખલ કરવામાં આવી. ખાનગી વેપાર કરવાની પદ્ધતિ કાઢી નાંખી અને અમલદારોના પગારમાં વધારો કર્યો.

**કાયમની જમાબંધી.** (૩) બંગાળામાં કાયમને માટે મ્હેસુલ દાખલ કર્યું. આથી બંગાળાના જમીનદારો સરકારને ઇ. સ. ૧૭૮૩માં જે મ્હેસુલ ભરતા હતા તેજ હંમેશને માટે કાયમ રહ્યું અને જમીનની માલીકી તેઓની રહી. આ પદ્ધતિ દાખલ કરવાથી કંપનીને પહેલા તો લાભ થયો. પણ પાછળથી કંપનીને ખોટ ગઈ. કારણકે જમીનદારો પોતાની જમીનપર વધારે દરકાર રાખતા ગયા, તેને સુધારી અને ઘણું મ્હેસુલ એકઠું કર્યું.

**સર જોન શોર**
ઇ.સ.૧૭૯૩થી૧૭૯૮

સર જોન શોરના કારભાર દરમ્યાન ખાસ જાણવા જેવી હકીકત બની નથી. તેણે દેશી રાજ્યોના કારભારમાં માથું માર્યું નહોતું. તેની રાજ્યનીતિ દેશી રાજ્યોની વચ્ચે પડવું નહિ તે હતી તેથી કેટલાક ગેરલાભ થયા.

**નિઝામ અને મરાઠા વચ્ચે વિગ્રહ.**

મરાઠાઓએ આ શાંત રાજ્યનીતિનો લાભ લઈ નિઝામ પર હુમલો કર્યો. અંગ્રેજોએ નિઝામને મદદ કરી નહિ. તેથી નિઝામ કુરડલા આગળ સખત રીતે હારી ગયો. અયોધ્યાના રાજા અથવા નવાબ અસફઉદ્દૌલાના મરણ પછી વઝીરઅલી અયોધ્યાનો નવાબ થયો. પણ એ ખરો વારસ ન હોવાથી સર જોન શોરે પૂરી તપાસ કર્યા પછી તેને પેન્શન આપ્યું અને તેના ભાઇ સદતઅલીને ગાદી આપી. ઇ. સ. ૧૭૯૩માં કંપનીને એક નવો પટો મળ્યો. તે પ્રમાણે કંપનીને પરદેશનાં વેપાર સાથે કેટલીક છુટ મળી.

**ઉપસંહાર માટે પ્રશ્નો**—૧. લોર્ડ કોર્નવોલીસના સુધારા આપો. ૨. કાયમની જમાબંધી વિશે જે જાણતા હો તે લખો. ૩. સર જોન શોરની રાજ્યનીતિ કેવી હતી? તેનાથી લાભ થયો કે ગેરલાભ?

# પ્રકરણ ૩૬ મું

## માર્કિવસ ઓફ વેલેસ્લી.

દેશની સ્થીતિનું અવલોકન. વેલેસ્લીના સુધારા વધારા અને સહાયકારક યોજના. ચોથો મ્હૈસુર વિગ્રહ. ટીપુ. ખાલસા થયેલા દેશો.

સર જોન શોર પછી માર્કિવસ વેલેસ્લી અથવા લૉર્ડ મોર્નિંગટન ગવર્નર જનરલ થયો. તે હિંદુસ્તાન આવ્યો તે વખતે હિંદમાં ચાર બળવાન રાજ્ય હતાં— મ્હૈસુર

**હિંદુસ્થાનની અને સ્થીતિ.** નિઝામનું રાજ્ય મરાઠા રાજાઓ પેશવાની સત્તા તળે. અને કમ્પની સરકાર. વેલેસ્લીનો ઇરાદો, દેશમાં જાથુક લડાઇઓ, અંધેર અને જાનમાલની બીન સલામતી દુર કરી એક સાર્વભૌમ્ય સત્તા સ્થાપવાનો હતો.



માર્કિવસ વેલેસ્લી

તેણે મુખ્ય કાર્ય સહાયકારક યોજના સ્થાપવાનું કર્યું. આ યોજના થોડે ઘણે અંશે અયોધ્યા, કર્ણાટક, સુરત, તાંજોર, અને બંગાળાના

**સહાયકારક યોજના.** રાજ્યમાં વેલેસ્લી આવ્યો ત્યાર પહેલા દાખલ થઇ હતી. વેલેસ્લીએ તેમાં ઘટતા સુધારાઓ કર્યા અને બધા રાજ્યમાં તે દાખલ કરવાનો ઇરાદો કર્યો. આ યોજનાની ઘણાં રાજ્યોથી સ્વતંત્રતાનો નાશ થયો. છતાં એકંદરે હિંદી પ્રજાને લાભ થયો. કારણકે તેથી બધે શાંતિ પ્રસરઇ. આ યોજનાના મુખ્ય ઉદ્દેશો નીચે પ્રમાણે હતાં. (૧) દરેક રાજ્યે કંપની તરફથી મળતું એક લશ્કર રાખવું અને તેનો ખર્ચ આપવો. (૨) કંપનીનો એક પ્રતિનિધિ રાખવો. (૩) કંપની સિવાય બીજા કોઇ સાથે પત્રવ્યવહાર રાખવો નહિ. (૪) આ હક બદલ કંપની દરેક રાજ્યને મદદ કરે. (૫) સગીર રાજાની કારકીર્દી દરમ્યાન કંપની રાજ્યકારભાર ચલાવે. આ યોજના પેશ્વા, મ્હૈસુર, નિઝામ અને રજપુત રાજાઓએ તથા ભોપાળ અને વડોદરાના રાજાએ સ્વીકારી. આ યોજનાથી તોફાનો લૂંટફાટ વગેરે બંધ થયા, રાજ્યકારભારમાં સુધારો થયો અને લોકો સુખી થયા. કંપનીને લશ્કરનો ખર્ચ ઓછો થયો. રાજાઓની ચિંતા ઘટી; પણ તેથી તેઓ આળસુ અને ઉડાઉ થઇ ગયા. પણ કંપનીને તો બેવડો લાભ થયો; એક તો એવા રાજાઓના રાજ્યકારભાર સંભાળવાની તક મળી અને કંપનીનું રાજ્ય ચક્રવર્તી થયું. આ યોજનાથી હિંદમાં બ્રિટિશ રાજ્યની સંપૂર્ણ સ્થાપના થઇ.

**સુધારા વધારા.** વેલેસ્લીએ કેટલેક સ્થળે દ્વિરાજ્ય પદ્ધતિ બંધ કરી. કેટલેક ઠેકાણે બ્રિટિશ સત્તા દાખલ કરી. અને અંગ્રેજો સિવાય બીજી કોઇ યુરોપીયન પ્રજાના અમલદારોને દેશી રાજ્યોમાં રહેવા દેવા નહિ, એ સૂત્ર તેણે દાખલ કર્યું.

**ચોથો મ્હૈસુરવિગ્રહ (ઇ. સ. ૧૭૯૯.)** ટીપુએ લશ્કર એકઠું કર્યું હતું અને ફ્રેંચ ગવર્નરને પોતાની મદદે બોલાવ્યો હતો. ફ્રાંસના બળવાન સરદાર નેપોલીયનને તેણે હિંદુસ્થાન આવવાનું અને અંગ્રેજ લોકોને હાંકી કાઢવાનું લખ્યું હતું. સહાયક યોજનાનો સ્વીકાર કરવાની તેણે ના પાડી હતી.

તેથી લડાઇ શરૂ થઇ. અંગ્રેજોએ તેને સિધ્ધેશ્વર આગળ હરાવ્યો. પછી તેણે શ્રીરંગપટ્ટમના ઘેરાનો બચાવ કર્યો પણ ત્યાં તે લડતા મરણ પામ્યો. તેના શાહજાદાઓને નજરકેદ કરવામાં આવ્યા અને પછી વેલોર મોકલવામાં આવ્યા. કૃષ્ણરાજાને મ્હૈસુરની ગાદી પર બેસાડવામાં આવ્યો અને તેણે સહાયક યોજનાનો સ્વીકાર કર્યો. આથી કંપનીને દક્ષિણ કાનડા, કોઇમ્બતુર, અને શ્રીરંગપટ્ટમ મળ્યા. નિઝામને પણ કેટલોક મુલક મળ્યો. પણ કંપનીને દેવા પેટે તે પાછો આપ્યો. આથી કંપનીના રાજ્યનો ઘણો વિસ્તાર થયો.



**ટીપુ.** ટીપુ એના બાપના જેટલો બહાદુર હતો પણ તેના જેટલું તેનામાં ડહાપણ નહોતું. તે ધર્માંધ હતો. હિંદુઓ અને તેમના મંદિરો પર તેણે ઘણો જુલમ કર્યો હતો. તેને

કાવ્યશાસ્ત્ર, કળા, ઇતિહાસ અને ફિલસુફીનો શોખ હતો. તેણે દારૂના ઉપયોગનો નિષેધ કર્યો હતો.

(૧) તાંજોરનો રાજા તેની પ્રજા પર જુલમ ગુજારતો હતો તેથી ત્યાંના લોકો દેશ છોડી બીજે જવા લાગ્યા. ઈ. સ. ૧૭૯૯માં તે રાજા મરણ પામ્યો અને ગાદીના હકને માટે તકરાર થઈ. આ તકરારનો નીવેડો લાવવાને અંગ્રેજોને કહેવામાં આવ્યું અને વેલેસ્લીએ તેના હકદાર વારસોને પેન્શન આપીને તાંજોર અંગ્રેજ રાજ્યમાં જોડી દીધું.

**ખાલસા કરેલા દેશો**

(૨) **કર્ણાટક.** ઇ. સ. ૧૮૦૧માં મહમદઅલીનો પુત્ર મરી ગયો. તેણે ટીપુને ચોથા મ્હૈસુર વિગ્રહમાં મદદ કરી હતી એવું માલમ પડવાથી તેના વારસને પેન્શન આપવામાં આવ્યું અને કર્ણાટકને અંગ્રેજ રાજ્યમાં જોડી દેવામાં આવ્યું. આથી આખો મદ્રાસઇલાકો અંગ્રેજ લોકોના હાથમાં આવ્યો. (૩) અયોધ્યામાં સાદતઅલી ખરાબ રીતે રાજ્ય કરતો હતો અને લોકો પર જુલમ ગુજારતો હતો. તેથી સહાયક યોજના પ્રમાણે ત્યાં લશ્કર રાખવામાં આવ્યું અને દોઆબ અને રોહિલખંડ અંગ્રેજોને મળ્યા. (૪) સુરતનો નવાબ મરી ગયો તેથી સુરત પણ અંગ્રેજ રાજ્યમાં જોડી દેવામાં આવ્યું. (૫) ભોંસલેએ અંગ્રેજોને ઓરિસા આપ્યું. (૬) સિંધિયાએ ગંગા અને જમના નદીઓની વચ્ચેનો પ્રદેશ અને દિલ્હી, આગ્રા અને ભરૂચ આપ્યા. (૭) ગાયકવાડે ગુજરાત પ્રાંતના કેટલાંક પરગણાં આપ્યા. એટલામાં વેલેસ્લીને ઇંગ્લાંડ બોલાવી લેવામાં આવ્યો. કારણ કે એની રાજ્ય પદ્ધતિ ડિરેકટરોને અનુકૂળ થઈ પડી નહિ.

**ઉપસંહાર માટે પ્રશ્નો:**—૧. વેલેસ્લીએ હિંદમાં આવી શું સ્થિતિ નિહાળી અને તેથી તેણે કયા કયા સુધારા કર્યા ? ૨. ટીપુ અને ચોથા મ્હૈસુર વિગ્રહની ટુંક હકીકત આપો. ૩. વેલેસ્લીએ કયા કયા દેશો ખાલસા કર્યા ? ૪. ટીપુના ચારિત્ર વિશે ટુંક નોંધ કરો.

# પ્રકરણ ૩૭ મું

## લૉર્ડ મિન્ટો

**લોર્ડ કોર્નવોલીસ બીજીવાર. વેલોરનો બળવો. લોર્ડ મિન્ટો. બુંદેલખંડ અને ત્રાવણકોરમાં બળવો. રજપૂતાનામાં આંતરવિગ્રહ. શીખ પ્રજા અને અંગ્રેજ. મદ્રાસમાં બળવો.**

**લોર્ડ કોર્નવોલિસ (બીજીવાર) અને સર જ્યોર્જ બાર્લો**

વેલેસ્લી પછી લોર્ડ કોર્નવોલિસ ગવર્નર જનરલ તરીકે આવ્યો. પણ હિંદુસ્થાનમાં આવ્યા પછી તરતજ મરણ પામ્યો અને તેની જગ્યાએ કૌંસિલના એક જુના સભ્ય બાર્લોની નીમણુંક કરવામાં આવી. તે શાંત રાજ્યનીતિ ચાહતો હતો તેથી તેને હોલ્કર અને સિંધીયા સાથે સૂલેહ કરી. રજપુત રાજ્યો સાથેના કરારો રદ કરવામાં આવ્યા તેથી હોલ્કરે તેઓને દુઃખ દેવા માંડ્યું.

**વેલોરનો બળવો** ઈ. સ. ૧૮૦૬.

મદ્રાસના ગવર્નર લોર્ડ વીલીયમ બેન્ટિકે લશ્કરી અમલદારની સલાહથી લશ્કરમાં કેટલાક સુધારા કર્યા. તેણે હિંદી સિપાઇઓને તેઓના જ્ઞાતિચિહ્નો રાખવાની મના કરી અને દેશી પાઘડીને બદલે હૅટ (તડકાથી માથાનું રક્ષણ કરનારી મોટી ટોપી) પહેરવાનો હુકમ કર્યો. આથી સિપાઇઓએ ધાર્યું કે સરકાર તેઓને ખ્રિસ્તી બનાવવા માંગે છે. વળી અધુરામાં પુરૂં ટીપુના છોકરાંઓએ તેમને ઉશ્કેર્યાં. સિપાઇઓએ બળવો કર્યો અને અંગ્રેજ અમલદારોને મારી નાંખ્યા. થોડા વખત પછી જનરલ ગેલેસ્પી આર્કટથી લશ્કર લાવ્યો અને તરતજ બળવાને દાબી દેવામાં આવ્યો. ગવર્નર બેન્ટિક અને લશ્કરી અમલદારોને પોતાની જગ્યા પરથી ખસેડી મૂકવામાં આવ્યા અને ટીપુના છોકરાઓને વેલોરથી ખસેડી કલકત્તા મોકલ્યા.

**લોર્ડ મિન્ટો**
**ઇ.સ. ૧૮૦૬થી૧૮૨૩**

સર જ્યોર્જ બાર્લો કામચલાઉ ગવર્નર જનરલ હતો. તેથી લોર્ડ મિન્ટોની ગવર્નર જનરલ તરીકે કંપનીના ડિરેકટરોએ નિમણુક કરીને મોકલ્યો. તે તટસ્થ રહેવાની તરફેણમાં હતો; પણ કંપનીના હકકોનું રક્ષણ કરવા માટે તેને યુદ્ધ કરવુ પડયું.

**બુંદેલખંડ અને ત્રાવણકોરનો બળવો**

જે જાટોએ ત્યાં બંડ કર્યું હતું તેઓને દાબી દેવામાં આવ્યા. બુંદેલખંડનો કાલંજરનો કિલ્લો તાબે કરવામાં આવ્યો અને શાંતિ સ્થપાવામાં આવી.

**રજપૂતાનામાં આંતરવિગ્રહ**

ઉદેપુરના રાજાને એક સુંદર કુંવરી હતી. તેનું નામ કૃષ્ણાકુમારી હતું. જયપુર અને જોધપુરના રાજાઓ તેને પરણવા માંગતા હતા. તેઓની વચ્ચે તકરાર થઇ. તેથી તેઓએ લોર્ડ મિન્ટોની મદદ માંગી. પણ લોર્ડ મિન્ટોને તટસ્થ પદ્ધતિ રાખવાનો કંપનીના ડિરેકટરોનો હુકમ હતો તેથી તેણે કોઇને મદદ કરવાની ના કહી. પણ એક અફઘાન સરદાર અમીરખાંએ અવારનવાર તે રાજાઓને મદદ કરી. હોલ્કર અને સિંધીયાએ પણ આમાં ભાગ લીધો હતો. આખરે કુંવરીના બાપે તેને ઝેર પાઇ વિગ્રહનો અંત આણ્યો.

ઇરાન, અફઘાનીસ્તાન અને લાહોર એલચીઓ મોકલવામાં આવ્યા અને સુલેહનો બંદોબસ્ત જાળવવામાં આવ્યો. મોરિશિયસ, જાવા અને બુર્બોન અંગ્રેજના તાબામાં આવ્યા.

**શીખ પ્રજા**

શીખ પ્રજા નાનક ગુરૂના હાથ નીચે કેળવાયલી હતી. તેઓનો મુખ્ય ઉદ્દેશ હિંદુ મુસલમાન ધર્મોના સામાન્ય સિદ્ધાંત લઇ એક એવો ધર્મ બનાવવાનો હતો કે બન્ને પ્રજા એકત્ર થાય અને સંપીલી એક પ્રજા બને. મુર્તિપુજાનો અનાદર કરવો અને માત્ર એક પરમેશ્વરપર શ્રદ્ધા રાખી

સદ્વર્તનથી ચાલવાનો આ ધર્મ હતો. પણ જેમ અકબરનો પ્રયત્ન નિષ્ફળ ગયો અને તેનો નવો ધર્મ તેની સાથેજ મરી ગયો, તેમ થોડાજ એ નવા પંથમાં જોડાયા, પણ હિન્દુ પ્રજાનો મોટો ભાગ અલગ રહ્યો અને મુસલમાનો તો કટ્ટા શત્રુ બન્યા; તેમના ત્રીજા ગુરૂને તેઓએ મારી નાંખ્યો. ગુરૂ હરગોવિંદના હાથ નીચે રહી હથિયાર વતી તેઓના દુશ્મન મુસલમાનોને મારી નાંખ્યા. તેઓનો દસમો ગુરૂ ગોવિંદ હતો અને તેણે શિખ લોકોને ધર્મના સિદ્ધાંતો ઉપરાંત લડાઇ લડવાનું શીખવ્યું હતું. ઔરંગઝેબના વખતમાં તેણે મુસલમાનો સાથે યુદ્ધ કર્યું, પણ તે હારી ગયો. ત્યારપછી બંદા ગુરૂ થયો અને તેણે ગુમાવેલી કીર્તિ પાછી મેળવી. તેણે સતલજ અને જમના નદી વચ્ચેનો પ્રદેશ જીતી લીધો. ફ્રૂકશીયર રાજાએ તેને મારી નાંખ્યો અને તેના અનુયાયીઓને ખોળી ખોળીને મારી નાંખવામાં આવ્યા. તેમાંના કેટલાક પંજાબ નાસી ગયા. અને ત્યાં તેઓ સ્વતંત્ર રીતે રહ્યા. ઘણા સરદારો પાછળથી ઉભા થયા અને તેઓ અહમદશાહ સાથે લડ્યા અને છુટી છવાઈ જીત મેળવી. અહમદશાહના મરણ વખતે તેઓએ લાહોર અને સરહિંદ જીતી લીધાં. પછી તેઓમાં વિભાગ પડયા અને એકબીજા સાથે લડવા લાગ્યા.

**રણજીતસિંહ.**

રણજીતસિંહ શીખ સરદાર હતો તે ઘણો બહાદુર અને રાજનીતિજ્ઞ હતો. તેને પંજાબનો સિંહ કહેતા. શીખપ્રજાએ તેને રાજા કબુલ્યો હતો. લકવાને લીધે તેનો ડાબો હાથ તથા પગ રહી ગયા હતા. છતાં જ્યારે તે ઘોડેસ્વાર થતો ત્યારે તે જુવાન બહાદુર લાગતો. તેણે કાબુલના ઝમાનશાહને પંજાબપર ચઢાઈ કરવા મદદ કરી હતી. અને તેથી તે લાહોરનો સુબો થયો હતો. ઈ. સ. ૧૮૦૫માં રણજીતસિંહે બધાજ સરદારોને તાબે કર્યા અને પંજાબ પર રાજ્ય કર્યું. પણ સરહિંદ બીજા શીખ સરદારોના તાબામાં હતું. રણ જીતસિંહે આ પ્રાંત લેવાની ઇચ્છા કરી તેથી બીજા શીખોએ અંગ્રેજ લોકોની મદદ માંગી તેથી



રણજીતસિંહ

લોર્ડ મિન્ટોએ મેટકાફને એલચી તરીકે મોકલ્યો. તેણે અમૃતસર આગળ રણજીતસિંહ સાથે કરાર કર્યા; તેથી રણજીતસિંહે અંગ્રેજ લોકોના મિત્ર થઈ રહેવાનું વચન આપ્યું. સરહિંદ અંગ્રેજ લોકોના તાબામાં રાખવાનું કબુલ કર્યું; અને લુધીયાના આગળ એક અંગ્રેજ લશ્કર મૂકવામાં આવ્યું. તેણે અફઘાન સાથે લડાઇ કરી અને પેશાવર લઈ લીધું. રણજીતસિંહ ઇ. સ. ૧૮૩૯માં મરણ પામ્યો.

**ત્રાવણકોર**

રાજા અને પ્રધાન લોકો પર ઘણો જુલમ કરતા હતા. તેથી બંનેને દૂર કરવામાં આવ્યા અને ત્રાવણકોરને અંગ્રેજ મંડળ નીચે મૂકવામાં આવ્યું. ઇ. સ. ૧૮૧૩માં તે તેના રાજાને તે પાછું આપવા આવ્યું.

**મદ્રાસના અમલદારોનો બળવો.**

ખર્ચ ઓછો કરવાને ખાતર મિન્ટોએ લડાઈ વખતે તંબુ વગેરે નાંખવાનો કંટ્રાક્ટ રદ કરવાનું મદ્રાસના ગવર્નરને લખ્યું. આ મદ્રાસના અમલદારોને પસંદ પડયું નહિ. તેથી તેઓએ બળવો કર્યો, પણ તેઓને દાબી દેવામાં આવ્યા.

**કંપનીનો હક**

ઈ. સ. ૧૮૧૩ના પટા પ્રમાણે હિંદુસ્થાનની સાથે વેપાર કરવાનો કંપનીનો હક લઈ લેવામાં આવ્યો; પણ ચીન સાથેનો હક કાયમ રાખવામાં આવ્યો.

**ઉપસંહાર માટે પ્રશ્નોઃ**—૧. વેલોરના બળવા વિશે શું જાણો છો? ૨. રજપૂતાનામાં આંતરવિગ્રહ શા માટે થયો અને તેનું શું પરિણામ આવ્યું તે જણાવો. ૩. શીખ પ્રજા અને તેના સિદ્ધાંતો વિશે શું જાણો છો? શીખ સરદારો કોણ હતા અને તેણે શું શું કર્યું?

# પ્રકરણ ૩૮ મું

## નેપાલ વિગ્રહ. પિંઢારાઓ અને હેસ્ટિંગ્સની રાજ્યનીતિ.

**માર્કિવસ ઓફ હેસ્ટિંગ્સ (લોર્ડ મોઈરા)** ઇ. સ. ૧૮૧૩થી૧૮૨૩.

હેસ્ટિંગ્સના રાજ્યકારભારના ૬ અગત્યના બનાવ ધ્યાનમાં લેવા જેવા છે.

**(૧) નેપાળ વિગ્રહ.** નેવારની જાત પહેલા નેપાળમાં રહેતી હતી. રજપુતો, મરાઠા અને જાટ લોકોએ તેના પર ચઢાઇ કરી હતી અને જીતી લીધું હતું; અને તેઓ તારાઇની ખીણમાં રહેતા હતા. આ જાતોએ માંહોમાંહે લગ્ન વ્યવહાર કર્યો અને તેમની પ્રજા ગુરખા કહેવાવા લાગી. ગુરખાઓ બહાદુર અને નીમકહલાલ લડવૈયા છે. ગુરખાઓએ ધીરેધીરે બીજા પ્રાંતો અને ગામડાંઓ જીતી લીધા અને પોતાના રાજ્યનો વિસ્તાર કર્યો. પછી અંગ્રેજ લોકોના તાબાના અયોધ્યાના બે પ્રાંતો લઈ લીધા. આખરે હેસ્ટિંગ્સે ગુરખાઓને જણાવી દીધું કે અમુક વખતમાં તેઓએ



લોર્ડ હેસ્ટિંગ્સ

તે પાછા આપવા. પણ તેઓએ તેમ કર્યું નહિ પણ ઉલટું કેટલાક અંગ્રેજ સિપાઇઓને મારી નાંખ્યા. તેથી લડાઇ શરૂ થઇ. ગીલેસ્પી અને ઓસ્ટર્લોની સરદારી નીચે અંગ્રેજ લશ્કર અમીરસીંગ અને ભીમસેન થપ્પાની સામું મોકલવામાં આવ્યું. ગીલેસ્પી કલીંગ અને જેતક લઇ શક્યો નહિ. ઓસ્ટર્લોનીએ થપ્પાને માલુમ આગળ હરાવ્યો. સૂલેહ કરવાની કોશિષ કરવામાં આવી, પણ અંગ્રેજ લોકોની શરત ઘણી કડક હોવાથી સૂલેહ થઇ શકી નહિ. ફરીથી લડાઈ ચાલી અને અંગ્રેજ લોકો હરિહરપૂર અને મકવાનપૂર આગળ જીત્યા. પછી ગુરખાઓને તેઓની રાજ્યધાનીનું શહેર ખટમંડુ ભયમાં જણાવવાથી તેઓએ સલાહ કરી. પરિણામે સિગાવગી આગળ સૂલેહ કરવામાં આવી અને ગુરખાઓને ધારવાલ, કુમોન અને તારાઇની ખીણનો અમૂક ભાગ અંગ્રેજ લોકોને આપવો પડયો. પોતાના રાજ્યદરબારમાં અંગ્રેજ પ્રતિનિધિ સ્વીકારવો પડયો; અને આ પ્રમાણે મસુરી, સીમલા અને નૈનિતાલ હવા ખાવાના સ્થળો અંગ્રેજ સરકારના તાબામાં આવ્યા.

**(૨) પીંઢારીઓ અને તેમની સાથે વિગ્રહ.**

પીંઢારીઓ, રજપુત, જાટ, મુસલમાન અને મરાઠી જાતના હતા. તેઓનો મુખ્ય ધંધો લૂંટ કરવાનો હતો. તેઓ લોકોને ઘણો ત્રાસ આપતા. તેઓ જંગલમાં અથવા પર્વતની ખીણોમાં ભરાઈ રહેતા. મુસાફરોને લૂંટતા. પ્રથમ તેઓ મરાઠા સરદારની નોકરીમાં હતા. પણ જ્યારે અંગ્રેજ લોકોએ તેમને તાબે કર્યા ત્યારે તેઓ લૂંટફાટ કરતા. તેઓને ઘર નહોતા, તેઓ ધર્મ પણ પાળતા નહિ અને તેઓને કશીજ લાગણી નહોતી. તેઓના નેતા અમીરખાન, કરીમખાન, ચિતુ અને વસીલ મોહમદ હતા.

રજપુત સરદારોને નુકશાન કર્યા પછી પીંઢારીઓએ નિઝામનો પ્રદેશ અને મલબાર કિનારો લૂંટી લીધો. પછી તેઓએ મદ્રાસ ઇલાકામાં લૂંટ કરી અને હેસ્ટિંગ્સે તેઓને દાબી દેવાનો પ્રયત્ન કર્યો. તેણે મોટું

લશ્કર તૈયાર કર્યું અને પોતે લડાઇમાં હાજર રહ્યો. તેણે તેના સરદારોને મધ્ય અને દક્ષિણ હિંદમાંથી પીંઢારીઓને હાંકી કાઢવાનો હુકમ કર્યો

**વિગ્રહ.**

અને તેણે પોતે ત્રણ સરદારો સાથે પીંઢારીઓને ઘેરી લેવાનો પ્રયત્ન કર્યો. આમ થવાથી પીંઢારીઓને નાસી જવાનો કાંઇ રસ્તો રહ્યો નહિ અને તેઓને તાબે થવું પડયું. અમીરખાનને અંગ્રેજ લોકોએ પોતાના પક્ષમાં લીધો અને ટોંકનો નવાબ બનાવ્યો. કરીમખાન તાબે થઈ ગયો તેથી તેને જાગીર આપવામાં આવી. વસીલમહમદ ઝેર ખાઇને મરી ગયો. અને ચિતુ જંગલમાં નાસી ગયો ત્યાં વાઘે તેને મારી નાંખ્યો. બાકીના પીંઢારાઓને કચરી નાંખવામાં આવ્યા. અને તેથી તેમાંના ઘણાંએ લૂંટનો ધંધો છોડી દીધો અને શાંત ખેડુત થઇને રહ્યા.

(૩–૪–૫) ચોથો મરાઠા વિગ્રહ, હોલ્કર સાથે અને આપાસાહેબ સાથેના વિગ્રહો વિષે આગળ કહી ગયા છીએ.

(૬) (૧) લૉર્ડ હેસ્ટિંગ્સે સુલેહની શાન્તિ સ્થાપી. હિંદમાં અંગ્રેજોની સત્તા મજબુત કરી. (૨) તેણે હિંદુસ્થાનના લોકોને શિક્ષણ આપવાની

**હેસ્ટિંગ્સની રાજ્યનીતિ અને સુધારા.**

શરૂઆત કરી. અને તેઓની ભાષામાં વર્તમાનપત્ર છાપવાની રજા આપી. (૩) જમીનદારો તેઓના જુના ખેડુતોને કાંઈ ખાસ કારણ સિવાય રજા આપી શકે નહિ, (જો તેઓએ જમીનમાં સુધારો કર્યો હોય તો) અને જમીનદારોને ગણોત શું ભરવું તે પણ તેણે નક્કી કર્યું. (૪) તેણે ન્યાયાધીશોના પગારમાં અને સંખ્યામાં વધારો કર્યો. અને ન્યાયની હદ વધારી. (૫) કેસનો જલદી નિકાલ કરવાનું દાખલ કર્યું. (૬) પંચાયત પદ્ધતિ (જ્યુરી) દાખલ કરી. (૭) કલેકટરને ગુન્હાના કેસો ચલાવવાની સત્તા આપી.

**ઉપસંહાર માટે પ્રશ્નો:**—૧. પિંઢારીઓ કોણ હતા? તેમને દાબી દેવાને શા પ્રયત્ન લોર્ડ હેસ્ટિંગ્સે કર્યા? ૨. હેસ્ટિંગ્સની રાજ્યનીતિનું ટુંક અવલોકન કરો.

# પ્રકરણ ૩૯ મું

## લૉર્ડ આમહર્સ્ટ ઇ. સ. ૧૮૨૩ થી ૧૮૨૮.

### બ્રહ્મદેશ સાથે વિગ્રહ. યાકુંબાના કરાર. ભરતપુરનો ઘેરો.

લગભગ ઇ સ. ૧૭૩૫ માં આલમપારા નામના એક સરદારે આવાની ગાદી પચાવી પાડી. પછી તેણે પોતાના દેશનો વિસ્તાર કરવા માંડયો અને ઈ. સ. ૧૭૮૭માં આરાકાનની એક સ્વતંત્ર સંસ્થા બ્રહ્મદેશ સાથે જોડી દેવામાં આવી અને ત્યાંના લોકો પ્રત્યે તેણે નિર્દય વર્તન દાખવ્યું. તેથી તેઓ અંગ્રેજોના રક્ષણ માટે દોડી ગયા.

**બ્રહ્મદેશ સાથે વિગ્રહ.**

આલમપોરાએ તેઓની માંગણી કરી. પણ લૉર્ડ આમહર્સ્ટે તેમને પાછા આપવાની ના પાડી. ઇ. સ. ૧૮૨૨માં બ્રહ્મદેશના લોકો ઘણાં સત્તાવાન થયા અને તેઓના સરદાર મહાબંદુલાએ આસામ અને કાચર જીતી લીધા. તેથી તેઓ મગરૂર થયાં અને અગ્રેજ લોકો સાથે લડવાની ઇચ્છા કરી તેઓએ આરાકાનના લોકોની માંગણી કરી હતી અને લૉર્ડ આમહર્સ્ટે તે પાછા આપવાની ના પાડી હતી. અંગ્રેજોએ સારો સંબંધ રાખવાને માટે ઘણાં જુદા જુદા એલચીઓ બ્રહ્મદેશમાં મોકલી આપ્યા હતા. પણ તેઓનો સ્વીકાર કરવામાં આવ્યો નહિ. મહાબંદુલાએ આસામ અને કાચર લીધાં અને ઈ. સ. ૧૮૨૩માં બ્રહ્મદેશના લોકોએ શાહપૂરીનો ટાપુ કબજે કર્યો, તેથી વિગ્રહ શરૂ થયો બ્રહ્મદેશનો રસ્તો પર્વત અને જંગલોથી છવાયલો હોવાથી અંગ્રેજનું લશ્કર સહેલાઈ જઇ શકે એમ નહોતું. તેથી જમીનમાર્ગે લશ્કર મોકલવાને બદલે બંગાળમાં રહેતા લશ્કરને લૉર્ડ આમહર્સ્ટે દરિઆ માર્ગે મોકલવાનો હુકમ કર્યો, પણ લશ્કરે જવાની ના પાડી. પછી સર આર્ચી બોલ્ડ કેમ્પબેલને મદ્રાસથી એક મોટું લશ્કર લઇને મોકલવામાં આવ્યા. તેણે રંગુન લીધું, પણ પુષ્કળ વરસાદને લીધે લશ્કરને ઘણું ખમવું પડયું. મહાબંદુલા

અંગ્રેજ લોકોને રામુ આગલ હરાવીને ચિતાગોંગથી પાછો આવ્યો. પણ દોનાબ્યુ આગળ હારી ગયો અને માર્યો ગયો. પછી અંગ્રેજ લશ્કરે પ્રોમ અને પેગુ લીધાં. તેથી બ્રહ્મદેશના વતનીઓએ સૂલેહ કરવાની માંગણી કરી.

**યાંદુબાના કરાર.** આસામ, આરાકાન અને તિનાસરીમ અંગ્રેજોને મળ્યાં. એક અંગ્રેજ પ્રતિનિધિ બ્રહ્મદેશમાં રાખવામાં આવ્યો અને લડાઇમાં ખર્ચ પેટે એક કરોડ રૂપીયા અંગ્રેજોને મળ્યા. આ કોલકરાર યાંદુબાના કરાર કહેવાય છે. (ઇ. સ. ૧૮૨૬).

**ભરતપુરનો ઘેરો.** ઇ. સ. ૧૮૨૬માં ભરતપુરનો રાજા બળદેવસિંહ મરણ પામ્યો. તે ગાદીનો ખરો વારસ, ગાદી મેળવી શક્યો નહિ. ઑક્ટર્લોનીએ ખરા હકદાર વારસને ગાદી આપવાનો પ્રયત્ન કર્યો પણ અમહર્સ્ટે તેને ટેકો આપ્યો નહિ. તેથી તેણે રાજીનામું આપ્યું. આ વખતે દુર્જનસાલ, જે, ગાદી પચાવી પડયો હતો, તેણે ગવર્નર જનરલના હુકમનો તિરસ્કાર કર્યો તેથી લોર્ડ આમહર્સ્ટે લોર્ડ કોમ્બરમીયરને તેની સામે લડવા મોકલ્યો. પછી તેણે ભરતપુરના કિલ્લાને ઘેરો ઘાલ્યો. તે કિલ્લો ઘણો મજબુત હોવાથી અને ટેકરી પર હોવાથી સહેલાઇથી લઇ શકાય એમ નહોતું. તેથી તેને દારૂગોળા વડે ઉડાડી દેવામાં આવ્યો. દુર્જનસાલને પેન્શન આપવામાં આવ્યું અને કાશી મોકલી દેવામાં આવ્યો. પછી ૭ વર્ષની ઉમરનો સગીર રાજકુંવર જે ખરો હકદાર વારસ હતો તેને ભરતપુરની ગાદીએ તેજ સાલમાં બેસાડવામાં આવ્યો.

# પ્રકરણ ૪૦ મું

## વિલિયમ બેન્ટીકના સુધારા. મ્હૈસુર અને કુર્ગ. સુલેહ.

**સર ચાર્લ્સ મેટકાફ.**

વિલિયમ બેન્ટીકે મદ્રાસના ગવર્નર તરીકે કામ કર્યું હતું. ઇ.સ. ૧૮૨૮માં તે ગવર્નરજનરલ તરીકે નીમાયો.

**લૉર્ડ વિલિયમ બેન્ટીક.**

રાજ્ય નીતિમાં સુધારા કરી લોકોને સુખી કરવા અને હિંદુસ્થાનમાં અંગ્રેજ સત્તા મજબુત કરવી એ તેનો હેતુ હતો. તેણે નીચે પ્રમાણે સુધારા કર્યા હતા.



વીલીયમ બેન્ટિક.

**(૧) લશ્કરી સુધારો.** સિપાઇઓને લડાઇ દરમ્યાન જે ભથ્થુ આપવામાં આવતું હતું તે એણે બંધ કર્યું.

**(૨) મ્હેસુલી સુધારો.** જે જમીનપર યોગ્ય કર લેવામાં નહે તો આવતો અથવા ઓછો કર લેવામાં આવતો હતો તેના પર તે જમીનની યોગ્યના પ્રમાણે કર મૂકવામાં આવ્યો. એણે માળવાથી આવતા અફીણ પર જકાત નાંખી.

**(૩) ન્યાયખાતામાં સુધારો** તેણે પરગણામાં અદાલતો સ્થાપી અને ન્યાયાધીશોની સત્તા વધારી. હિંદીઓને ન્યાયાધીશની જગ્યાએ મૂકવા માંડ્યા. વાયવ્ય પ્રાંતમાં એક વડી અદાલત સ્થાપી; અને ફારસી ભાષાને બદલે તે પ્રાંતની માતૃભાષા અદાલતમાં દાખલ કરી.

**(૪) સામાજીક સુધારા**

સતી થવાનો રિવાજ દૂર કીધો અને બાળવધ અટકાવ્યો. ઠગોને પકડી પકડીને દાબી દેવામાં આવ્યા. ઠગ લોકો મુસાફરોને ઘણા હેરાન કરતા હતા. તેઓ ઢોંગી અને લુચ્ચા હતા; અને લોકોને લુંટવા એજ તેઓનો ધંધો હતો. તેઓને ફાંસીઆ પણ કહેતા હતા, કેમકે તેઓ જેને લૂટે તેને પહેલા ગળે ફાંસો દઇ મારી નાંખતા. તેઓ તરેહ તરેહનો વેષ ધારણ કરતા અને પોતપોતામાં એક છુપી ભાષા બોલતા. ઠગોને ઓળખવું બહુ મુશ્કેલ હતું, પણ કર્નલ સ્લીમેન અને કર્નલ મેડોઝ ટેલર એ બે બાહોશ અમલદારોને એ કામ સોંપવામાં આવ્યું હતું. તેઓએ હિન્દને ઠગોના ત્રાસમાંથી મુક્ત કર્યું.

**(૫) વ્યાપારીક**

રાતા સમુદ્ર મારફતે હિંદુસ્થાન અને યુરોપ વચ્ચેનો વેપાર વરાળ-યંત્રથી ચાલતો થયો.

**(૬) શિક્ષણ**

લોર્ડ મેકોલે જે કૌંસિલનો એક સભ્ય હતો તેની મદદથી શાળાઓમાં અંગ્રેજી શિક્ષણ દાખલ કર્યું અને તેવી શાળાઓ વધારી. ડૉકટરી જ્ઞાન માટે કલકત્તામાં એક કોલેજ સ્થાપવામાં આવી. હિંદીઓને મોટી પદવીઓને માટે તક આપવામાં આવી. રાજા રામમોહન રૉય બ્રહ્મો સમાજનો સ્થાપક હતો તેણે અંગ્રેજી શિક્ષણ સંબંધી પ્રશ્ન કયારનોય હાથ ધર્યો હતો; પણ તેને જોઇએ તેટલી મદદ આપવામાં આવી નહોતી.

**મ્હૈસુર અને કુર્ગ**

મ્હૈસુરના રાજા કૃષ્ણરાવ ઘણી ખરાબ રીતે રાજ્ય કરતો હતો. તેથી લોકો તેની સામું થયા. બેન્ટિકે લશ્કર મોકલ્યું અને બળવો દાબી દીધો. રાજાને પેન્શન આપવામાં આવ્યું અને મ્હૈસુર અંગ્રેજી રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યું. કુર્ગમાં પણ અવ્યવસ્થા થઇ ગઈ હતી. તેથી તેના રાજાને ગાદીએથી ઉઠાડી મૂકવામાં આવ્યો. લોકોની સંમતિથી તેને પણ અંગ્રેજી રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યું.

વીસ વર્ષ થયા હતા તેથી કંપનીને નવો પટો મળ્યો. આથી કંપનીનો ચીનનો વેપાર બંધ કરવામાં આવ્યો. વેપારી મંડળ તરીકે તેની કારકીર્દી બંધ થઈ અને તેને બોર્ડ ઓફ કંટ્રોલની સંમતિથી રાજકીય સત્તા આપવામાં આવી. ગવર્નર જનરલની કૌંસીલમાં એક સભ્ય વધારવામાં આવ્યો. તે વધારાનો સભ્ય લોર્ડ મેકોલે હતો. ગવર્નર જનરલને અંગ્રેજ રાજ્યસત્તાને માટે કાયદાઓ ઘડવાની સત્તા આપવામાં આવી. હિંદીઓને જાહેર નોકરીની તક આપવામાં આવી. એક ચોથો ઇલાકો આગ્રા મુકામે સ્થાપવામાં આવ્યો અને તેને વાયવ્ય પ્રાંત કહેવામાં આવ્યો. મેટકાફ તેનો પહેલો ગવર્નર થયો.

**ઈ. સ. ૧૮૩૩નો પટો.**

લોર્ડ બેન્ટીક પછી મેટકાફને થોડા વખતને માટે ગવર્નર જનરલ નીમવામાં આવ્યો. તેણે મેકોલેની મદદથી હિંદના છાપખાનાના પ્રતિબંધો રદ કર્યાં, ડાયરેક્ટરોને આ કાયદો પસંદ પડ્યો નહિ, તેથી મેટકાફ ઈ. સ. ૧૮૩૬માં રાજીનામું આપી ચાલ્યો ગયો.

**સર ચાર્લ્સ મેટકાફ.**

**ઉપસંહાર માટે પ્રશ્નો:**—૧ બ્રહ્મદેશ સાથે વિગ્રહના કારણો આપો. ૨ ભરતપુરનો ઘેરો શા કારણથી કરવો પડ્યો ?

# પ્રકરણ ૪૧ મું

## લોર્ડ ઓકલેંડ—ઇ. સ. ૧૮૩૬ થી ૧૮૪૨.

### પહેલો અફઘાન વિગ્રહ. ચીન સાથે વિગ્રહ.

અફઘાનિસ્તાનમાં આ વખતે ગાદીને માટે તકરાર થઇ. દોસ્તમહમદ નામના એક અફઘાને ખરો રાજા જે શાહ સુજા હતો તેને ગાદીએથી ઉઠાડી મૂકયો અને ગાદી પચાવી પડયો. શાહ શુજાએ અંગ્રેજ રક્ષણને માટે અરજ કરી અને લુધીઆણા ગયો. અંગ્રેજ સરકારના મિત્ર રણજીતસિંહની પાસે દોસ્તમહમદે પેશાવર પાછું માગ્યું અને તેથી તેણે પણ અંગ્રેજ લોકોની મદદ માંગી. મધ્ય એશિયા અને ઇરાનમાં રશીયનોનું જોર વધારે હોવાથી અંગ્રેજો બીહતા હતા કારણ કે ઇરાનના શાહે હેરાતને ઘેરો ઘાલ્યો હતો; તેથી અંગ્રેજ સરકારે એ દોસ્તમહમદને પોતાના પક્ષમાં લેવાનો વિચાર કર્યો. અલેકઝાંડર બર્નસને દોસ્તમહમદ તરફ લોર્ડ ઓકલેંડે એલચી તરીકે મોકલ્યો પણ તે કાંઇ ફતેહમંદ કાર્ય કરી શકયો નહિ, કારણ કે અંગ્રેજસરકારે પેશાવર રણજીતસિંહ પાસેથી તેને આપવાની સાફ ના કહી, કેમકે રણજીતસિંહ અંગ્રેજ સરકારનો સાચો મિત્ર હતો. તેથી તેણે રશિયાની મદદ માંગી, આ

**પહેલો અફઘાન વિગ્રહ.**



લોર્ડ ઓકલેન્ડ.

વખતે શાહશુજા, રણજીતસિંહ અને અંગ્રેજો વચ્ચે કોલકરાર થયા અને દોસ્તમહમદ સામે લડાઇ જાહેર કરવામાં આવી. એ લશ્કર બોલનઘાટ અને ખૈબરઘાટ મારફતે મોકલવામાં આવ્યા. કંદહાર ગીઝની અને કાબુલ લેવામાં આવ્યા. અને શાહશુજાને ગાદીએ બેસાડવામાં આવ્યો. આ વખતે રણજીતસિંહ મરણ પામ્યો. ઇરાનના રાજાએ હેરાતનો ઘેરો ઉઠાવી લીધો એટલે લડાઇ બંધ થઇ જાત પણ લોર્ડ ઓકલેંડે લડાઇ ચલાવી અને અંગ્રેજ લોકોને ઘણું દુઃખ વેઠવું પડયું. બીજા લશ્કરે જલાલાબાદ અને અલી-મસજીદ લીધાં અને કેટલીક લડાઇઓ થઇ પછી દોસ્તમહમદ તાબે થઇ ગયો અને તેને કલકત્તામાં કેદી તરીકે રાખવામાં આવ્યો. ત્યાર પછી મેકનોટનને અંગ્રેજ પ્રતિનિધિ તરીકે થોડી લશ્કરી ટુકડી સાથે કાબુલમાં શાહસુજાજીના સલાહકાર તરીકે રાખ્યો અને અંગ્રેજ લશ્કર હિન્દ પાછું ફર્યું. લડાઇમાં ભાગ લેનારાઓને સારી ખુશબખ્તી આપવામાં આવી. અફ્ઘાનીસ્તા-



દોસ્ત મહુમદ

નમાં બે વર્ષ શાંતિ જળવાઇ પણ પાછળથી દોસ્તમહમદના છોકરા અકબરખાને હુલ્લડ કર્યું અને શાહશુજાને, મેકનોટનને અને બીજા અંગ્રેજ અમલદારોને કાબુલમાં મારી નાંખ્યા. જનરલ એલ્ફીસ્ટન તાબે થયો અને સહિસલામત રીતે હિંદુસ્થાન જવા દેવાનું અકબરખાને વચન આપ્યું, ત્યારે તે કાબુલથી નિકળ્યો પણ જયારે ખૈબરઘાટમાંથી લશ્કર પસાર થતું હતું ત્યારે પહાડ પરથી પઠાણોએ ગોળીબાર કરીને સર્વેનો નાશ

કરી. પણ ફક્ત એકજ અંગ્રેજ, ડૉકટર બ્રાઇડન જલાલાબાદ જ્યાં જનરલ સેલ પોતાના લશ્કર સાથે હતો ત્યાં આ ખેદકારક ખબર આપવાને આવી શકયો. અકબરખાનના લશ્કરે જલાલાબાદ પર ઘેરો ઘાલ્યો પણ જનરલ સેલે તેને હરાવીને નસાડયો. જ્યારે આ ખબર ઇંગ્લાંડ પહોંચ્યા ત્યારે ઓકલેંડને પાછો બોલાવવામાં આવ્યો.

**ચીન સાથે વિગ્રહ**

ઇ. સ. ૧૮૪૦-૪૨માં ચીન સાથે પહેલો વિગ્રહ થયો. પુષ્કળ અફીણ દાણ આપ્યા વગર અંગ્રેજ વહાણમાં લઇ જવામાં આવતું હતું. તેથી ચીનના રાજાએ અંગ્રેજ લોકોના વહાણ તપાસવા માંગ્યા. લડાઇ જાહેર થઇ. ચીનાઓ હારી ગયા અને હોંગકોંગ અંગ્રેજ સરકારને આપવામાં આવ્યું અને બીજા ચાર બંદરો અંગ્રેજ વેપારને માટે ખુલ્લા મૂકવામાં આવ્યા.

## પ્રકરણ ૪૨ મું.

## લૉર્ડ એલેનબરો ઈ. સ. ૧૮૪૨ થી ૧૮૪૪.

પહેલા અફઘાન વિગ્રહનો અંત. સિંધની જીત. ગ્વાલીઅરનો રાજકારભાર.

**પહેલા અફઘાન વિગ્રહનો અંત.**

લોર્ડ એલેનબરોએ પહેલા અફઘાન વિગ્રહનો અંત આણ્યો. તેણે જલાલાબાદ અને કંદહાર લશ્કર મોકલી આપ્યા. ત્યાંના લશ્કરને છોડાવવામાં આવ્યું અને બધુંજ લશ્કર કાબુલ તરફ ગયું. અકબરખાન મોટું લશ્કર લઈ તેની સામું થયો પણ તે તદન હારી ગયો. પછી અંગ્રેજ લોકોએ કાબુલનો કિલ્લો અને ત્યાંનું મોટું બજાર દારૂગોળાથી ઉડાવી દીધું; આમ વેર લેવાયા પછી લશ્કર પાછું ફર્યું અને શાહશુજા મરણ પામ્યો હોવાથી દોસ્તમહમદને ગાદીએ બેસાડવામાં આવ્યો. આમ અંગ્રેજોએ ગુમાવેલી કીર્તિ પાછી મેળવી.

ઇ. સ. ૧૮૪૩માં અંગ્રેજ લોકોએ સિંધ જીત્યું. સિંધ બલુચી લોકોએ જીત્યું હતું. અને ત્યાં જુદા જુદા અમીરો રાજ્ય કરતા હતા.

**સિંધની જીત.** ઇ. સ. ૧૮૪૨ના કરાર પ્રમાણે અંગ્રેજ લોકોને થોડો પ્રાંત આપવાનું અને એક અંગ્રેજ પ્રતિનિધિ તથા થોડું લશ્કર રાખવાનું વચન આપ્યું હતું; અને સિંધુ નદીમાં આવતી અંગ્રેજ સ્ટીમરોને કોલસો પુરો પાડવાનું વચન આપ્યું હતું. લોકોને આ કરાર પસંદ પડયા નહિ અને તેથી હૈદ્રાબાદ આગળ મેજર આઉટ્રામ પર હુમલો કરવામાં આવ્યો અને તે ચાર્લસ નેપીયરની મદદ માંગવા ગયો. નેપીયરને લડાઈનું કારણ મળ્યું અને તેણે અમીરોને મીયાની, હૈદ્રાબાદ, મીરપૂર અને અમરકોટ આગળ હરાવ્યા. અમીરોને પદભ્રષ્ટ કરવામાં આવ્યા અને સિંધને અંગ્રેજ રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યું.

દોલતરાવ સિંધીયાનો પુત્ર જંકોજી સિંધીયા અપુત્ર મરણ પામ્યો. તેની રાણી તારાબાઇએ દાદા ખાસજીને રાજ્ય કરવાને માટે નીમવાની

**ગ્વાલીયરનો રાજ્યકારભાર.** ઇચ્છા કરી પણ એલેનબરોએ મામાસાહેબની નીમણુંક કરી. તેથી ગ્વાલીયરનું લશ્કર તોફાને ચડયું. મામાસાહેબની નીમણુંક લશ્કરને પસંદ ન પડવાથી લડાઈ જાહેર થઇ. ગ્વાલીયરનું લશ્કર મહારાજપૂર અને પૂનીયાર આગળ હારી ગયું. ગ્વાલીયરમાં વ્યવસ્થા જાળવવા અંગ્રેજ લશ્કર રાખ્યું. ગવર્નર જનરલે મહારાણીને પેન્શન આપ્યું. અને એક રાજ્ય કારોબારી મંડળ નીમવામાં આવ્યું. ગ્વાલીયરનું લશ્કર ઘટાડી દેવામાં આવ્યું.

લોર્ડ એલેનબરોના વખતમાં ગુલામી બંધ થઈ. ઇ. સ. ૧૮૪૪માં તે ઇંગ્લાંડ ગયો.

**ઉપસંહાર માટે પ્રશ્નો:**—૧ પહેલો અફઘાન વિગ્રહ બંધ થવાથી અંગ્રેજોને શું મળ્યું. ૨ સિંધની જીત વિષે શું જાણો છો? ૩ ગ્વાલીયરના રાજકારપર ટુંક નોંધ કરો.

# પ્રકરણ ૪૩ મું.

## લૉર્ડ હાર્ડિંજ.

### પહેલો શીખ વિગ્રહ. લૉર્ડ હાર્ડિંજના સુધારાવધારા.

રણજીતસિંહના મરણ પછી પંજાબની ગાદી માટે તકરાર ઉભી થઈ અને આખરે દુલીપસિંહ ગાદીએ આવ્યો. તે નાનો હોવાથી એક રાજ્યકારોબારી મંડળ સ્થાપવામાં આવ્યું. તે ખાલસા કહેવાતું હતું. શીખ લશ્કર આ વખતે તોફાને ચઢ્યું અને વધારે પગારની માંગણી કરી. ખાલસાએ એક લશ્કરને મુલતાનના મૂળરાજ સાથે લડાઇ કરવાને મોકલ્યું. શીખ લશ્કરને ૫ લાખ રૂપીયા આપી મૂળરાજે સૂલેહ કરી. થોડો વખત શાંતિ રહી. પણ ફરીથી શીખ લશ્કરે શીખ સરકારને હેરાન કરવા માંડયું. તેથી રાણીએ લશ્કરને દિલ્હી અને કાશી લુંટવાને મોકલી આપ્યું. રાણીનો મુદ્દો એ હતો કે અંગ્રેજ લશ્કર શીખ લશ્કરને કચડી નાંખશે અને તેથી તે એક જવાબદારીમાંથી મુક્ત થશે. લાલસિંહ અને તેજસિંહની સરદારી નીચે લશ્કરે અંગ્રેજ પ્રાંત ઉપર હુમલો કીધો તેથી વિગ્રહ જાહેર થયો. ફિરોજપૂર આગળ થઇને શીખ લશ્કર મુલ્કી આવી પહોંચ્યું. ત્યાં લડાઈ થઇ તેમાં શીખ લશ્કર હારી ગયું. પછી ફિરોજશહેર આગળ પણ શીખ લોકો ઘણી બહાદુરી બતાવ્યા છતાં સરદારના દગાને લીધે હારી ગયા. અંગ્રેજ લોકો બદોવળ આગળ એક વખત ફરીથી હારી ગયા પણ તરતજ શીખોને અલીવાગ આગળ હરાવ્યા. સોબ્રાહ્ન આગળ મોરચા ઉભા કર્યા છતાં સરદાર તેજસિંહના દગાથી શીખો હાર્યા. અંગ્રેજ લશ્કર લાહોરમાં આવ્યું અને ગુલાબસિંહ રાજા થયો. લાહોર મુકામે કરાર થયા. અંગ્રેજોને જાલંદર દોઆબ પ્રદેશ મળ્યો, દોઢકરોડ રૂપીઆ મળ્યા, અને શીખ દરબારમાં ફક્ત અંગ્રેજોનેજ દાખલ કરવામાં આવ્યા. શીખ

**પહેલો શીખ વિગ્રહ.**

લોકોથી પૂરો દંડ ન ભરાયો તેથી બીઆસ અને સિંધુ નદીની વચ્ચેનો, દોઆબ કાશ્મીર, અને હજારાના પ્રાંતો કંપનીને મળ્યાં. સહાયક લશ્કર શીખોએ રાખ્યું અને રાણીને વર્ષાસન આપવામાં આવ્યું. આવી રીતે પંજાબ અંગ્રેજ લોકોના હાથમાં આવ્યું. કાશ્મીર ગુલાબસિંહને સોંપવામાં આવ્યું. તેથી અંગ્રેજ લોકો નિર્ભય થયા.

**સુધારા.** નહેરકામની યોજના હાથ પર લેવામાં આવી હતી. ગંગાનદીની યોજના હાથપર લેવામાં આવી હતી. ગંગાનદીની મોટી નહેર તેણે તૈયાર કરાવી. આગગાડી દાખલ કરી. લશ્કરનો ખર્ચ ઓછો કરવામાં આવ્યો અને ઓકટ્રોઇ જકાત બંધ થઇ. સતી, બાળવધ વગેરે રિવાજો દેશી રાજ્યોમાં ચાલતા હતા તે અટકાવવામાં આવ્યા. પ્રાચીન ઇમારતોનું રક્ષણ કરવાને એક ખાતુ ખોલવામાં આવ્યું. કલકત્તામાં મ્યુનિસીપાલ કૌંસીલ રાખવામાં આવી. રવીવારની રજા પાળવાનું શરૂ કરવામાં આવ્યું.

**ઉપસંહાર માટે પ્રશ્નો:—** ૧. પહેલા શીખ વિગ્રહના કારણો આપો. ૨. લોર્ડ હાર્ડિંજના સુધારા જણાવો.

## પ્રકરણ ૪૪ મું

## લોર્ડ દલહાઉસિ. ઇ. સ. ૧૮૪૮ થી ૧૮૫૬.

બીજો શીખ વિગ્રહ. બ્રહ્મદેશ સાથે વિગ્રહ. નિર્વંશ રાજાઓના રાજ્યો ખાલસા કરવાની પદ્ધતિ. અયોધ્યા અને વરાડનું જોડાણ. સુધારા.

**બીજો શીખ વિગ્રહ.** રાજ્યમંડળ અને અંગ્રેજ પ્રતિનિધિ મંડળ વચ્ચે તકરાર થઇ. શીખ લશ્કર વેર લેવા માંગતું હતું. મૂળરાજ અંગ્રેજોનું દેવું પતાવી શકયો નહિ, તેથી તે ગાદી છોડી ગયો. ખાનસિંહને ગાદીએ બેસાડવામાં આવ્યો. મૂળરાજની ઉશ્કેરણીથી અંગ્રેજ અમલદારોને મારી નાંખવામાં આવ્યા અને મૂળરાજે બળવો જાહેર કર્યો. લશ્કરે મૂળરાજને હરાવ્યું

અને તે મુલતાન જતો રહ્યો. બીજું અંગ્રેજ લશ્કર તેની મદદે મોકલવામાં આવ્યું પણ તે મૂળરાજ સાથે જોડાઇ ગયું. અફઘાન લોકોએ શીખ લોકોને લશ્કર મોકલ્યું તેણે રામનગર આગળ શીખોને હરાવ્યા અને મૂળરાજ કનેથી મુલતાન લીધું. પછી ચીલીયનવાલા આગળ બીજું યુદ્ધ થયું તેમાં અંગ્રેજ લશ્કરને નુકસાન થયું. પણ ગુજરાતની લડાઇમાં શીખ લોકો હારી ગયા. તેથી સુલેહ થઇ. દુલીપસિંહને ગાદીએથી ઉઠાડી મૂકવામાં આવ્યો અને ઇંગ્લાંડ મોકલવામાં આવ્યો. ત્યાં એને પેન્શન આપવામાં આવ્યું. મૂળરાજને કેદ કરવામાં આવ્યો. અને આ ખાતું પંજાબ અંગ્રેજ રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યું. શીખ લોકો કનેથી હથિયાર લઇ લેવામાં આવ્યા.

**બ્રહ્મદેશ સાથે વિગ્રહ.**

આ વિગ્રહ બ્રહ્મદેશના લોકોની અંગ્રેજ વેપારીઓ તરફ ગેરવર્તણુક બતાવવા માટે થયો. ડલહાઉસિએ અંગ્રેજ લશ્કર રંગુન ઉપર મોકલ્યું અને બ્રહ્મી લોકોને ઉત્તર બ્રહ્મદેશમાં નસાડી મુકયા. એ સમયે બ્રહ્મદેશનો રાજા મરણ પામ્યો અને નવા રાજાએ અંગ્રેજો સાથે સલાહ ન કરી. આથી પેગુ લઇ લેવામાં આવ્યું અને તેની સાથે આરાકાન અને તેનાસરીમ પ્રાંત ઉમેરી બ્રાટીશ બ્રહ્મદેશ ચીફ કમીશનરની સત્તા નીચે સ્થાપવામાં આવ્યો.

## નિર્વંશ રાજાઓના રાજ્યો ખાલસા કરવાની પદ્ધતિ:—

**ડાકટ્રીન ઑફ લેપ્સ.**

જો દેશી રાજાને પુત્ર ન હોય તો તેનો હક રદ કરવાનો ચાલ ડલહાઉસિએ દાખલ કર્યો. તેણે એવું જાહેર કર્યું કે આ પદ્ધતિ પ્રમાણે અંગ્રેજ સરકારને તે રાજ્યો મળવા જોઇએ. આ પદ્ધતિ પ્રમાણે આઠ દેશી રાજ્યો અંગ્રેજ રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યા. તેમાંના મુખ્ય નાગપુર, ઝાંસી અને સતારા હતા.

માર્કિવસ વેલેસ્લીના સમયથી અયોધ્યામાં ખરાબ રીતે રાજ્ય ચાલતું હતું. ત્યાંના નવાબને કેટલીક ચેતવણી આપ્યા છતાં પણ તેણે તેની પદ્ધતિ બદલી નહિ. આખરે દલહાઉસિએ ધમકી આપી. નવાબને પેન્શન આપ્યું અને અયોધ્યાને અંગ્રેજ રાજ્યો સાથે જોડી દીધું. હૈદ્રાબાદનો નિઝામ પોતાનું દેવું ચુકવી શકયો નહિ તેથી અંગ્રેજોએ તેને વરાડ સોંપી દેવાની ફરજ પાડી. આ પ્રમાણે જીત, જોડાણ અને ખાલસા પદ્ધતિથી દલહાઉસિએ અંગ્રેજ રાજ્યનો વિસ્તાર કર્યો

**અયોધ્યા ને વરાડનું જોડાણ.**

આગગાડીની સડક અને સાધારણ રસ્તાઓ વધારવામાં આવ્યા. ગંગાની નહેર સંપૂર્ણ થઇ. તાર અને ટપાલનો દર નક્કી કરવામાં આવ્યો. જાહેર કામ ખાતું ખોલવામાં આવ્યું. કેળવણી ખાતું પદ્ધતિસર ચલાવવામાં આવ્યું. હિંદીઓ માટે સીવીલ સર્વીસની પરીક્ષા દાખલ થઇ. અને તેઓને કાયદા કાનુન મંડળમાં દાખલ કરવામાં આવ્યા. બંગાળાને માટે એક જુદો લેફ્ટનન્ટ ગવર્નર નીમવામાં આવ્યો.

**સુધારા.**

**ઉપસંહાર માટે પ્રશ્નો:**—૧. બીજો શીખ વિગ્રહ શા કારણથી થયો તે કહો. ૨. નિર્વંશ રાજાઓના રાજ્યો ખાલસા કરવાની પદ્ધતિ શા માટે યોજવામાં આવી તે જણાવો. તેનાથી કયા કયા રાજ્યો જોડાયા ? ૩. લોર્ડ દલહાઉસીના સુધારા પર ટુંક નોંધ કરો.

# પ્રકરણ ૪૫ મું.

## લૉર્ડ કેનિંગ ઈ. સ. ૧૮૫૬ થી ૧૮૬૨.

ઇરાનનો વિગ્રહ. ઈ. સ. ૧૮૫૭ના બળવાના મુખ્ય કારણો. ઇ. સ. ૧૮૫૮નો ઢંઢેરો. લોર્ડ કેનિંગના સુધારા.

ઇરાનના શાહે અફઘાનીસ્તાનના ઉત્તર ભાગમાં ચઢાઇ કરી હેરાત લીધું. કેનિંગે આઉટ્રામને લશ્કર સાથે મોકલ્યો અને તેણે ઇરાનીઓને હરાવીને બુશાયર લીધું. પછી

**ઇરાનનો વિગ્રહ.** સલેહ કરવામાં આવી. ઇરાનના શાહનો હેરાતપરનો દાવો જતો કરવામાં આવ્યો; અને તેણે અંગ્રેજ વેપારનું રક્ષણ કરવાનું વચન આપ્યું.



લોર્ડ કેનિંગ

(૧) લોર્ડ ડલહાઉસિની રાજ્યનીતિથી ઘણાં દેશી રાજાઓ ઉશ્કેરાયા હતા. (૨) મ્હેસુલની આંકણી લોકોને ઘણી ત્રાસદાયક થઇ પડી હતી.



સને ૧૮૫૭નું હિંદુસ્તાન
બળવાનું વર્ષ

**ઈ. સ. ૧૮૫૭ના બળવાના કારણો**

(૩) કેટલાક સામાજીક સુધારા, જેવાકે પુનર્લગ્ન, સતીનો ચાલ બંધ કરવો તથા નિશાળો, પોષ્ટ, તાર, રેલ્વે વગેરે સુધારાઓ લોકોને અપરિચિત લાગ્યા તેથી તેઓ સામા થયા. (૪) ખ્રીસ્તી ધર્મનો ઉપદેશ હિંદુ અને ઇસ્લામ ધર્મ વિરૂદ્ધ ઉશ્કેરનારો થઈ પડ્યો. (૫) દેશી રાજ્યોમાં અંગ્રેજ લશ્કર દાખલ કરવામાં આવ્યું હતું. (૬) તે વખતે એવું માનવામાં આવતું હતું કે કંપનીનું રાજ્ય ફક્ત સો વર્ષજ ચાલશે. અને ઇ. સ. ૧૮૫૭માં સો વર્ષ પુરા થવા આવ્યા હતા. (૭) હિંદુ લશ્કરને દરિઆપાર જવાની જરૂર પડે જે હિંદુ ધર્મ વિરૂદ્ધ હતું. (૮) લખનૌની બેગમે અને ફૈઝાબાદના એક મૌલવીએ મુસલમાનોને ઉશ્કેરી મૂક્યા હતા. (૯) ડુક્કરની તથા ગાયની ચરબીવાળા કારતુસો લશ્કરમાં દાખલ થયાં જે હિંદુ ધર્મ વિરૂદ્ધ હતું.

**બળવાના સ્થાનો અને વિગત.**

કલકત્તા, બરખપુર, બહેરામપુર, અંબાલા, લકનૌ વગેરે સ્થળોએ સિપાઇઓએ અમલદારોના હુકમો માન્યા નહિ, તેમજ મીરતના સિપાઇઓએ કારતુસને અડકવાની ના પાડી. તેથી તેમને સજા થઇ. પરિણામે ખુલ્લી રીતે બંડ થયું; અને તે ભરતપૂર, ગ્વાલીયર, આગ્રા, કાનપુર, લકનૌ, અલ્લાહાબાદ, કાશી, ભોપાળ, આબુ, ઔરંગાબાદ, હૈદ્રાબાદ અને અમદાવાદ સુધી ફેલાઇ ગયું. દેશી રાજ્યોમાંથી અયોધ્યા, રોહિલખંડ, ઝાંસીની શૂરી રાણી, તાતીયા ટોપી, નાના સાહેબ વગેરે મુખ્ય હતા. બળવાને દાબી દેવામાં આવ્યો. શીખ લોકોએ આ વખતે ઘણી કીંમતી મદદ કરી અને અંગ્રેજ સરદાર નિકલસનની સરદારી હેઠળ દિલ્હી સર કરવાને ઘણી બહાદુરીથી લડી પોતાના ગુરૂ બંદા જેને જીવતો દિલ્હીમાં ચણી લીધો હતો તેનું વેર લીધું.

અંગ્રેજોએ દિલ્હી તાબે કર્યું. તાતીયા ટોપીને હરાવવામાં આવ્યો. લકનૌ વગેરે શહેરો તાબે થયા. ઝાંસીની રાણી છેવટ સુધી લડી

**બળવો દબાઈ જવાના કારણો.**

રણુમાં પડી. ઘણાં અંગ્રેજ અમલદારોના ખૂન થયા, તેમની સ્ત્રીઓ અને બાલ બચ્ચાંઓને રેંહસી નાખ્યાં, પણ વળી કેટલાક યુરોપીયનોને હિંદીઓ તરફથી આશ્રય પણ મળ્યો હતો. પરિણામે બળવો ઘણી મહેનતે દાબી દેવામાં આવ્યો. તેનું મુખ્ય કારણ એ હતું કે સિપાઇઓ તથા સરદારોમાં સંપ નહતો, અને એકત્ર થઇ કેમ લડવું તે દેશી અમલદારોમાં આવડ નહતી.

**ઇ. સ. ૧૮૫૮ નો ઢંઢેરો.**

કંપનીની તમામ સત્તાનો અંત આવ્યો અને ઇ. સ. ૧૮૫૮ નો ઢંઢેરો બહાર પડયો. આથી વિકટોરીઆ રાણી હિંદની મહારાણી થઈ. અને સર્વ રાજ્યકારભાર પાર્લામેન્ટ અને તેણીના હાથમાં સોપવામાં આવ્યો. હિંદના દેશી રાજાઓને દત્તક લેવાની છુટ મળી બ્રિટિશ રાજ્ય વધારવાની મના થઇ. સર્વધર્મો તરફ સહિષ્ણુતા બતાવવામાં આવશે એવું જાહેર થયું. જમીનપરના તમામ હકોનું રક્ષણ કરવામાં આવશે, તથા નોકરીમાં જાત ધર્મનો ભેદભાવ રાખવામાં આવશે નહિ. ઉદ્યોગ, જાહેર બાંધકામ, કેળવણી વગેરેને ઉત્તેજન આપવામાં આવશે. અમૂક બંડખોરોને માફી આપવામાં આવશે એવું જાહેર થયું.

**સુધારા.**

ઇ. સ. ૧૮૫૯માં બંગાળાના ખેડુતોના લાભનું રક્ષણ કરવાને એક કાયદો પસાર કરવામાં આવ્યો. તેથી તેઓને જમીનદારના જુલમોમાંથી બચાવવામાં આવ્યા. ઇ. સ. ૧૮૬૦માં 'ઇન્ડીયન પીનલકોડ' મેકોલેએ તૈયાર કરી અને તે પસાર થઇ, 'ક્રીમીનલ પ્રોસીજર કોડ' પણ તેજ વર્ષમાં પસાર થઇ, મુંબાઇ, મદ્રાસ અને કલકત્તામાં વડી અદાલતો સ્થાપવામાં આવી. એણે થોડા ઘણા કર વધાર્યા. ઇન્ડીયા કૌંસીલ એકટ (ઇ. સ. ૧૮૬૨)ના કાયદા પ્રમાણે મદ્રાસ અને મુંબાઇને ધારાસભા આપવામાં આવી. લશ્કરની ફરી વ્યવસ્થા કરવામાં આવી.

**ઉપસંહાર માટે પ્રશ્નો:**—૧ ઇ. સ. ૧૮૫૭ના બળવાના કારણો આપો. ૨ ઇ. સ. ૧૮૫૮ના ઢંઢેરાથી હિંદનું રાજતંત્ર કોના હાથમાંથી કોના હાથમાં ગયું ? અને તેથી શા ફેરફાર થયા ? ૩ લોર્ડ કેનીંગના સુધારા જણાવો.

---

## પ્રકરણ ૪૬ મું

## લોર્ડ એલ્જીન, સર જોન લોરેન્સ અને લોર્ડ મેયો.

વાયવ્ય સરહદપર તોફાન. ભૂતાન વિગ્રહ. સર જોન લોરેન્સના સુધારા. લોર્ડ મેયોના સુધારા.

(૧) **લોર્ડ એલ્જીન**–ઈ. સ. ૧૮૬૨થી ૧૮૬૩:—કેનિંગ પછી લોર્ડ એલ્જીન આવ્યો. પણ તે ઇ. સ. ૧૮૬૩માં વાયવ્ય સરહદપર મરણ પામ્યો. એના વખતમાં એક બનાવ બન્યો.

**તોફાન.** વાહબી નામના મુસલમાનો વાયવ્ય સરહદપર તોફાન કરતા હતા. તેમાં કેટલાંક હિંદના મુસલમાનો પણ જોડાયા હતા. એક અંગ્રેજ લશ્કર મોકલવામાં આવ્યું અને સર જોન લોરેન્સના વખતમાં તોફાનને શાંત કરવામાં આવ્યું.

(૨) **સર જોન લોરેન્સ**-ઈ. સ. ૧૮૬૪ થી ૧૮૬૯:—ભૂતાનીઓ અંગ્રેજ પ્રાંતો લૂંટી લેતા હતા. એક અંગ્રેજ એલચી મોકલવામાં આવ્યો પણ કાંઇ વળ્યું નહિ. વિગ્રહ શરૂ થયો. ભૂતાનીઓને

**ભૂતાન વિગ્રહ.** દાબી દેવામાં આવ્યા; અને પૂર્વદ્વાર અને બીજા કેટલાક પરગણાંઓ અંગ્રેજોને મળ્યા.

અફઘાનીસ્તાનનો અમીર દોસ્તમહમદ ઈ. સ. ૧૮૬૬માં મરણ પામ્યો. તેના પુત્ર શેરઅલીને પદભ્રષ્ટ કરવામાં આવ્યો, તેથી તેણે અંગ્રેજોની મદદ માંગી. પણ લોરેન્સે મદદ આપવા ના પાડી, કારણ કે અફઘાનીસ્તાનની રાજસત્તામાં વચ્ચે ન પડવું એવી એની માન્યતા હતી.

મ્હૈસુરનો વૃદ્ધ રાજા મરી ગયો તેથી તેના સગીરને ગાદી આપી.

આ વખતે ઓરીસામાં દુકાળ પડયો; અને તેથી ઘણા લોકો ભૂખમરાને લઇને મરણ પામ્યા. જોઇતા ઉપાયો તે વખતે લઇ શકાયા નહિ, પણ સર લોરેન્સે જાહેર કર્યું કે સરકારે પદ્ધતિસર સુધારાઓ દાખલ કરવા. તે પ્રમાણે આગગાડીના સાધનો, નહેરકામો, દુષ્કાળ ફંડ વગેરે દાખલ કરવામાં આવ્યા. આરોગ્ય ખાતું ખોલવામાં આવ્યું અને નવા આરોગ્ય-ભવન બાંધવામાં આવ્યા. લોરેન્સને કર વધારવાનું ગમતું નહોતું.

**સુધારા**

(૩) **લોર્ડ મેયો**—ઇ. સ. ૧૮૬૯થી ૧૮૭૨: તેણે પણ અફઘાનીસ્તાનની ખટપટમાં ભાગ લીધો નહિ. પણ અંબાલામાં એક દરબાર ભર્યો. તેમાં શેરઅલીને આમંત્રણ આપવામાં આવ્યું અને તેને પૈસાની અને લશ્કરની મદદ આપવાની વાત થઇ.

મેયોએ ખેતીવાડી માટે એક સ્વતંત્ર ખાતુ ખોલવાના વિચાર કર્યો, પણ ઇંગ્લાંડથી ના આવી એટલે એ માંડી વાળ્યું. તેણે કેટલાક ખર્ચાળ બાંધકામ બંધ કરાવ્યા અને નફો નહિ થાય તો રેલ્વેઓ નહિ ખોલવી એવું તેણે જાહેર કર્યું. વસ્તી પત્રકની શરૂઆત થઈ. તેણે કરો વધાર્યા. પ્રાંતિક સરકારને કેટલાક હક આપવામાં આવ્યા. દર વર્ષે પ્રાંતિક સરકાર માંગે તે પ્રમાણે સરકાર, સગવડ હોય તો નાણાં આપે. પણ તેનો ઉપયોગ વડી સરકારના કહેવા મુજબ થવો જોઇએ. નવી જગ્યા, નવો કર, વગેરે વડી સરકારની સંમતિ સિવાય પ્રાંતિક સરકાર કરી શકે નહિ. આથી પ્રાંતિક સરકાર પરવશ થઇ ગઇ. તેણે વડી સરકારના સાત ભાગ કર્યા અને સાત ખાતાઓ ખોલ્યા. (૧) પરદેશી, (૨) જાહેર કામ, (૩) મ્હેસુલ, (૪) નાણાં ખાતું, (૫) લશ્કરી, (૬) ધારાસભા અને (૭) 'હોમ' ખાતું. જેલમાં પણ સુધારો કરવામાં આવ્યો. દેશી રાજ્યોને સ્વતંત્ર રાજ્ય કારભાર આપવામાં આવ્યો. જ્યારે મેયો અંદામાનના ટાપુ તપાસવા ગયો ત્યારે યાં તેનું ખૂન થયું.

**સુધારા.**

**ઉપસંહાર માટે પ્રશ્નોઃ—૧.** ભૂતાન વિગ્રહ વિશે શું જાણો છો ? ૨. સર લોરેન્સ તથા લોર્ડ મેયોના સુધારા આપો.

---

## પ્રકરણ ૪૭ મું.

## લોર્ડ નોર્થબ્રુક અને લોર્ડ લીટન.

મલ્હારરાવનું રાજતંત્ર. અને તે પદભ્રષ્ટ. લોર્ડ લીટન અને બીજો અફઘાન વિગ્રહ.

**લોર્ડ નોર્થબ્રુક**

ઇ. સ. ૧૮૭૨માં લોર્ડ નોર્થબ્રુક હિંદુસ્તાન આવ્યો. તે વખતે રશીયનો મધ્ય એશિયામાં થઇને હિંદુસ્થાનમાં આવવાનો પ્રયત્ન કરતા હતા. કાબુલ સાથે મિત્રતા દૃઢ કરવાનું નોર્થબ્રુકને કહેવામાં આવ્યું હતું; પણ તેણે તેમ કર્યું નહિ, પણ રશિયાની સાથે મિત્રતા દૃઢ કરી.

**મલ્હારરાવ**

મલ્હારરાવ ગાયકવાડ વડોદરામાં ઘણી ખરાબ રીતે રાજ્ય કરતો હતો. એને વારંવાર ચેતવણી આપવા છતાં કાંઇ સુધારો કર્યો નહિ. અંગ્રેજ પ્રતિનિધિને ઝેર અપાવવાનો આરોપ એના પર મૂકવામાં આવ્યો અને કમીશન મારફત એના પર કેસ ચલાવવામાં આવ્યો. યુરોપીયનોએ એને ગુન્હેગાર ઠેરવ્યો અને હિંદીઓ વિરૂદ્ધ પડયા. તેથી એને છોડી દેવામાં આવ્યો; પણ તેને ગાદીએથી ઉઠાડી મૂકયો.

બિહારમાં દુકાળ પડયો હતો; પણ વખતસર મદદ મળવાથી સારૂ રક્ષણ થઇ શકયું.

શાહજાદા એડવર્ડે આ વખતે હિંદુસ્થાનની મુલાકાત લીધી. એને સારો આવકાર મળ્યો હતો.

**લોર્ડ લીટન** ઇ. સ. ૧૮૭૬માં હિંદુસ્થાન આવ્યા હતા.

**બીજો અફ્ઘાન વિગ્રહ.**

અંગ્રેજ લોકોએ ઇ. સ. ૧૮૭૬માં કવેટા લીધું તેથી શેરઅલી ગુસ્સે થયો. લોર્ડ લીટનને અંગ્રેજ સત્તા અફ્ઘાનીસ્તાનમાં વધારવાનું કહેણ આવ્યું હતું, પણ શેર અલીએ રશિયાથી આવેલા એક એલચીને આવકાર આપ્યો. આથી લોર્ડ લીટને અમીરને માફી માંગવા કહ્યું અને એક અંગ્રેજ પ્રતિનિધિ હંમેશને માટે અફ્ઘાનીસ્તાનમાં રાખવા કહ્યું. અમીરે તેના પર ધ્યાન આપ્યું નહિ તેથી વિગ્રહ જાહેર થયો. ત્રણ લશ્કર મોકલવામાં આવ્યા. જલાલાબાદ, કંદહાર અને કાબુલ લેવામાં આવ્યા. શેરઅલી નાસી ગયો અને મરણ પામ્યો. એના છોકરા યાકુબખાને સલાહ કરી, થોડો પ્રાંત અંગ્રેજ સરકારને આપ્યો અને કાબુલમાં અંગ્રેજ પ્રતિનિધિ રાખવાનું કબુલ કર્યું. સરહદની હદ કરવામાં આવી અને તેને 'સાયન્ટીફીક સરહદ' એવું નામ આપવામાં આવ્યું. થોડા મહિના પછી અફ્ઘાનોએ અંગ્રેજ પ્રતિનિધિ અને કેટલાક અમલદારોને મારી નાંખ્યા. તેથી ફરીથી અંગ્રેજ લશ્કર મોકલવામાં આવ્યું અને કાબુલ લેવાયું. યાકુબખાનને કલકત્તામાં મોકલી દેવામાં આવ્યો. અફ્ઘાનીસ્તાનના લોકો હથિયાર લઇને ઉભા થયા અને અંગ્રેજ લોકોની સ્થિતિ ઘણી કફોડી થઇ. લોર્ડ લીટનને ઇંગ્લાંડ બોલાવી લેવામાં આવ્યો અને લોર્ડ રીપન હિંદુસ્થાનમાં વાયસરોય તરીકે આવ્યો.

મદ્રાસમાં દુકાળ પડ્યો હતો. ઇ. સ. ૧૮૭૬. લોકોને મદદ કરવામાં આવી હતી. વર્નાક્યુલર પ્રેસ એક્ટ ઇ. સ. ૧૮૭૭માં પસાર થયો.

રાણી વિક્ટોરીયા, મહારાણી ઇ. સ. ૧૮૭૭માં થયા.

**ઉપસંહાર માટે પ્રશ્નો:**—૧ મલ્હારરાવના રાજતંત્ર વિશે શું જાણો છો ? પરિણામ શું આવ્યું ? ૨ લોર્ડ લીટનને બીજા અફ્ઘાન વિગ્રહમાં કેમ ભાગ લેવો પડ્યો ?

---

# પ્રકરણ ૪૮ મું

## લોર્ડ રીપન ઇ. સ. ૧૮૮૦ થી ૧૮૮૪.

બીજા અફઘાન વિગ્રહનો અંત. લોર્ડ રીપનના સુધારા. ઇલબર્ટ બીલ.

યાકુબખાનના ભાઈ અયુબખાને અંગ્રેજોને હરાવીને કંદહારને ઘેરો ઘાલ્યો. એક અંગ્રેજ લશ્કર કાબુલથી કંદહાર ગયું અને અયુબખાનને હરાવી હેરાત નસાડી મૂક્યો. પછી બળવાને દાબી દેવામાં આવ્યો.

**બીજા અફઘાન વિગ્રહનો અંત**

'વર્નાક્યુલર પ્રેસ એક્ટ' રદ કરવામાં આવ્યો. સ્થાનીક સ્વરાજ્યનો ઠરાવ પસાર કરવામાં આવ્યો અને લોકોને તેમાં રસ લેતા કરવામાં અને જવાબદારી આપવામાં આવી. લોકોને અંગ્રેજી શિક્ષણ આપવાની ભલામણ કરવામાં આવી, જેથી તેઓ રાજ્યકીય બાબતમાં ભવિષ્યમાં સારો લાભ લઇ શકે. મીઠા પર કર ઓછો કરવામાં આવ્યો અને રૂના કાપડ પર જકાત ઓછી કરવામાં આવી. મ્હૈસુર તેના જુના રાજાના પુત્રને પાછું સોંપ્યું. કેળવણી માટે એક કમીશન નીમાયું અને તેણે કેળવણી પ્રચાર વગેરે બાબતમાં તપાસ કરી એક હેવાલ ઘડી તૈયાર કરવાનો હતો.

**સુધારા**



લોર્ડ રીપન.

ઇલ્બર્ટ બીલથી હિંદી ન્યાયાધીશો અને મેજિસ્ટ્રેટોને યુરોપીયન ગુન્હેગારો પર કેસ ચલાવવાની સત્તા આપવામાં આવી. યુરોપીયનો તેની સામે થયા, પણ આખરે એવું નક્કી કરવામાં આવ્યું કે અડધા હિંદી અને અડધા યુરોપીયનોથી બનેલી જ્યુરીમાં હિંદી ન્યાયાધીશો યુરોપીયન ગુન્હેગારો પર કેસ ચલાવી શકે.

**ઇલબર્ટ બીલ**

**ઉપસંહાર માટે પ્રશ્નો**:—૧. લોર્ડ રીપનના સુધારા પર ટુંક નોંધ કરો. ૨. ઇલબર્ટ બીલ શા માટે પસાર કરવામાં આવ્યું?

---

## પ્રકરણ ૪૯ મું

## લોર્ડ ડફરીન, લોર્ડ લેન્સડાઉન, લોર્ડ એલ્જીન રજો, અને લોર્ડ કર્ઝન.

ત્રીજો બ્રહ્મી વિગ્રહ. હિંદી રાષ્ટ્રીય મહાસભા. ઈ. સ. ૧૮૯૨નો કાયદો અને સુધારા વધારા. લોર્ડ એલ્જીન અને ચિત્રલ પર ચઢાઇ. લોર્ડ કર્ઝન અને બંગભંગ. સુધારા.

મધ્ય એશિયામાં રશિયનો ફતેહ પામ્યા હતા અને હેરાત લેવા જતા હતા. અફઘાનીસ્તાનનો અમીર હારી ગયો તેથી તેની તરફથી અંગ્રેજોએ રશિયા સાથે લડવાની તૈયારી કરી. એક કમીશન નીમવામાં આવ્યું. અને અફઘાન સરહદ નક્કી કરવામાં આવી. રશિયનોએ હેરાત લેવાનો વિચાર માંડી વાળ્યો.

**(૧) લોર્ડ ડફરીન.**
ઇ. સ. ૧૮૮૦—૮૮

બ્રહ્મદેશનો રાજા થીબો પહેલા અને બીજા વિગ્રહને અંતે થએલી શરતો પ્રમાણે વર્ત્યો નહિ. આથી લડાઇ થઈ અને થીબો માંડલે આગળ હારી ગયો. તેને ઉઠાડી મૂકવામાં આવ્યો અને બ્રહ્મદેશ અંગ્રેજ રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યું.

**ત્રીજો બ્રહ્મી વિગ્રહ.**

**હિંદી રાષ્ટ્રિય મહાસભા.**

સર હ્યુમ અને કેટલાક હિંદી નેતાઓએ સરકારને હિંદીઓની આકાંક્ષા અને હેતુ વગેરે બાબતનો ખ્યાલ આપવાને એક સંસ્થા સ્થાપવાનો વિચાર કર્યો. લોર્ડ ડફરીન દીલસોઝી ધરાવતો હતો. તેથી આવી મહાસભાની પહેલી બેઠક ઇ. સ. ૧૮૮૫માં એના વખતમાં મુંબઇમાં થઇ. મહાસભા આજ સુધી દર વર્ષે હિંદુસ્થાનમાં જુદે જુદે સ્થળે મળે છે. હાલ તેના સભ્યોની સંખ્યા વધી છે.

**(૨) લોર્ડ લેન્સડાઉન ઇ. સ. ૧૮૮૮–૧૮૯૪**

મણિપૂર સંસ્થાનનો વૃદ્ધ રાજા મરણ પામવાથી તેની પછી તેની બાબતમાં કોણ ગાદીએ આવી શકે એ બાબતની અંગ્રેજો સાથે તકરાર થઇ. આસામનો ચીફ કમીશનર એ બાબતનો નીવેડો લાવવા ગયો, પણ તેનું ખૂન કરવામાં આવ્યું; તેથી અંગ્રેજ લશ્કર મોકલવામાં આવ્યું અને રાજાને ઉડાડી મૂકવામાં આવ્યો; અને એક રાજ્યવંશ બાળકને ગાદીએ બેસાડવામાં આવ્યો. દરમ્યાન રાજ્યકારભાર ચલાવવા માટે એક અંગ્રેજ કમીશ્નર નીમવામાં આવ્યો.

**ઇ. સ. ૧૮૯૨નો કાયદો**

(૧) ધારાસભાનો વિસ્તાર કરવામાં આવ્યો. ચુંટણીનો સિદ્ધાંત દાખલ કરવામાં આવ્યો. વેપારી મંડળ, યુનીવર્સીટી, જમીનદારો અને મ્યુનીસિપાલીટીને પોતાના ચુંટેલા સભ્યો મોકલવાનો હક આપવામાં આવ્યો. સભ્યોને બજેટપર વાદવિવાદ કરવાનો અને જાહેર અગત્યની બાબત પર પ્રશ્ન પૂછવાનો હક આપવામાં આવ્યો.

**(૩) લોર્ડ એલ્જીન ૨ જો ઈ. સ. ૧૮૯૪ થી ૧૮૯૯.**

**ચિત્રલ પર ચઢાઈ**

સરહદ પર ચિત્રલ સંસ્થામાં આંતર્ વિગ્રહ ગાદીને માટે શરૂ થયો. ઉત્તર હિંદુસ્થાનની શાંતિમાં ભંગ થશે એમ ધારી એક લશ્કર મોકલવામાં આવ્યું અને ચિત્રલ લેવામાં આવ્યું તેથી ત્યાં વસતી બીજી જાતોને ભય ઉત્પન્ન થયો અને તેઓએ લુંટ કરવા માંડી તેથી એક બીજું

લશ્કર તિરાહ પર મોકલવામાં આવ્યું અને બધી જાતોને દાબી દેવામાં આવી.

**પ્લેગ**

મુંબાઇમાં પ્લેગ ફાટી નીકળ્યો, તેને દાબી દેવાને સરકારે પ્રયત્ન કીધો અને લોકોને બનતી સગવડ આપી. છતાં ઘણાં માણસ મરણ પામ્યા. વાયવ્ય સરહદ પર મોટો દુકાળ પડયો અને ઇશાન પ્રાંતમાં મોટો ધરતીકંપ થયો હતો.

**લોર્ડ કર્ઝન**
ઇ.સ.૧૮૯૯-૧૯૦૫

(૪) સરહદ પર રહેતી જાતોને અંકુશમાં રાખવાને લોર્ડ કર્ઝને ચિત્રાલ લઇ લીધું અને એજ જાતોનું, અંગ્રેજ અમલદાર નીચે એક લશ્કર ત્યાં રાખ્યું. તેણે પંજાબને સરહદના પ્રાંતથી જુદું પાડયું અને વાયવ્ય પ્રાંત માટેએક કમીશ્નર નીમ્યો.

**બંગ ભંગ**
ઇ. સ. ૧૯૦૫

બંગાળનો પ્રદેશ બહુ વિશાળ હોવાથી અને એક અમલદાર તેનો વહીવટ બરોબર ન કરી શકે એમ હોવાથી લોર્ડ કર્ઝને બંગાળાના બે ભાગ કર્યા. એક બંગાળા અને બીજું પૂર્વ બંગાળા. (આસામ પાસેનો ભાગ) બંગાળીઓને આ યોજના પસંદ પડી નહીં તેથી તેઓ સામા થયા. સભાઓ ભરી, બોંબ બનાવવામાં આવ્યા અને અંગ્રેજ માલનો બહિષ્કાર કરવામાં આવ્યો. જો કે લોર્ડ કર્ઝને ઘણા સુધારા લોકોના ભલા માટે કર્યા પણ બંગભંગથી લોકો ઘણા નાખુશ થયા.

**સુધારા**

ધીરધાર માટે અને ખેડુતોની સગવડ માટે સહકારી મંડળીઓ સ્થાપવામાં આવી હતી. કાયમ જમાબંધી સરકાર કદી પણ બીજે સ્થળે દાખલ નહિ કરે એવું નક્કી થયું હતું. વિદ્યાપીઠોના બંધારણોમાં ફેરફારો કરનારો એક કાયદો પસાર કરવામાં આવ્યો. પોલીસ ખાતુ સુધારવામાં આવ્યું. ઉદ્યોગના વિકાસ માટે એક નવું ખાતું ખોલવામાં આવ્યું. અને તેને

માટે એક ખાસ અમલદાર નીમવામાં આવ્યો. પ્રાચીન સ્થળો, બાંધકામો, શિલાલેખો વગેરેના રક્ષણ માટે એક કાયદો ઘડવામાં આવ્યો. રેલ્વેનો કારભાર એક બોર્ડને સોંપવામાં આવ્યો. મીઠા પરનો કર ઓછો કરવામાં આવ્યો. પણ હિંદને માટે સોનાનું ચલણ દાખલ કરવામાં આવ્યું નહિ. લશ્કરી વ્યવસ્થામાં લોર્ડ કીચનરના કહેવાથી ફેરફાર કરવામાં આવ્યા, પણ આ બાબતમાં લોર્ડ કર્ઝનનો મતભેદ થવાથી તેણે રાજીનામું આપ્યું અને તે ઈ. સ. ૧૯૦૫માં ઇંગ્લાંડ ગયો. તેણે એક દરબાર ભરી સાતમા એડવર્ડને શહેનશાહ તરીકે જાહેર કર્યા હતા.

**એડવર્ડ ૭ મા શહેનશાહ**

મહારાણી શ્રી વિક્ટોરિઆ ૮૨ વર્ષની ઉમરે ઇ. સ. ૧૯૦૧માં સ્વર્ગવાસ થયા. એમના પછી એમના વડા કુંવર સાતમા અડવર્ડ ગાદીએ બેઠા. લોર્ડ કર્ઝને ઇ. સ. ૧૯૦૩માં દિલ્હીમાં એમના રાજ્યાભિષેકના ઉત્સવમાં દરબાર ભર્યો અને એમને હિંદુસ્તાનના શહેનશાહ તરીકે જાહેર કર્યા.

**ઉપસંહાર માટે પ્રશ્નો:** ૧. હિંદી રાષ્ટ્રીય મહાસભા શું છે? તે શું કામ કરે છે? ૨. ૧૮૯૨ના કાયદાથી શા ફેરફાર થયા? ૩. લોર્ડ કર્ઝનના રાજ્યતંત્ર દરમ્યાન શું ફેરફાર થયા તથા કયા કયા સુધારા દાખલ થયા? ૪. બંગ ભંગ વિશે શું જાણો છો?

# પ્રકરણ ૫૦ મું

## લોર્ડ મીન્ટો ઇ. સ. ૧૯૦૫ થી ૧૯૧૦.

**લાલા લજપતરાય તથા સરદાર અજીતસિંહને સજા લોર્ડ મોર્લી અને મિન્ટોના સુધારા.**



લોર્ડ મિન્ટો

લોર્ડ મીન્ટો જ્યારે હિંદુસ્થાનમાં વાઇસરોય તરીકે આવ્યો ત્યારે હિંદનું વાતાવરણ અશાન્ત હતું. બંગાળી લોકો અંગ્રેજ સત્તા ઉથલાવી નાંખવા ખાનગી પ્રયત્નો કરતા હતા. આવે વખતે લોર્ડ મીન્ટોએ રાજદ્રોહી કેદીઓને સખત સજા કરી લોકોને દાબી દીધા. **લોકમાન્ય બાળગંગાધર તિલકને** ૬ વરસની સજા કરી **અને લાલા લજપતરાય** અને અજીતસિંહને દેશ નિકાલની સજા કરવામાં આવી. સ્વ. તિલક અને લજપતરાય રાજકીય નેતાઓ હતા.

તે વખતે ચાલતી રાષ્ટ્રીય ચળવળને શાંત પાડવા હિંદી વજીર **લોર્ડ મોર્લી** અને વાઇસરૉય **લોર્ડ મીન્ટો**ની ભલામણથી બ્રિટિશ પાર્લામેન્ટે ઈ. સ. ૧૯૦૯ માં "ઇન્ડિઆ કાઉન્સિલ એક્ટ" પસાર કર્યો. આ કાયદાથી ગવનર જનરલની કારોબારી અને ધારા બાંધનારી કાઉન્સિલના તેમજ પ્રાંતિક ધારાસભાના સભાસદોની સંખ્યા વધારી. બીન સરકારી (લોકોએ ચૂંટેલા)ની બહુમતી કરવામાં આવી. ધારાસભાના

સભ્યોને અંદાજપત્ર પર પ્રશ્નો પૂછવાનો, ઠરાવ રજુ કરવાનો અને લોકોના સામાન્ય હિતકર પ્રશ્નો પર ચર્ચા કરવાનો હક આપવામાં આવ્યો. વાઇસરોયની કારોબારી સભામાં અને દરેક પ્રાંતિક કારોબારી સભામાં એકેક હિંદી સભાસદ નિમવામાં આવ્યો. આથી કાંઇ હિંદીઓને રાજ્ય કારભારમાં સારો હિસ્સો મળ્યો નહિ. આ સુધારા મોર્લીમીન્ટો સુધારા તરીકે ઓળખાય છે.

**મોર્લી મીન્ટો સુધારા**

ઇ. સ. ૧૯૧૦માં શહેનશાહ સાતમા એડવર્ડનું અવસાન થયું. એમના પછી વડા કુંવર શહેનશાહ પાંચમા જ્યોર્જ ગાદીએ આવ્યા.

**ઉપસંહાર માટે પ્રશ્નો**—૧. સ્વ. લાલા લજપતરાય તથા બાળગંગાધર તીલક વિશે શું જાણો છો? ૨. લોર્ડ મોર્લી અને મિન્ટોના સુધારા આપો.

---

# પ્રકરણ ૫૧ મું

## લોર્ડ હાર્ડિંગ. લોર્ડ ચેમ્સફર્ડ અને લોર્ડ રીડીંગ.

ઇ. સ. ૧૯૧૪નું મહાયુદ્ધ. ત્રીજો અફઘાન વિગ્રહ. મહાયુદ્ધનો અંત અને પરિણામ. રોલેટ કાયદો. પંજાબમાં અત્યાચાર. અસહકાર અને ગાંધીજી. નરેન્દ્ર મંડળ. ગાંધીજીનું ટુંક જીવન.

લોર્ડ હાર્ડિંગે ઇ. સ. ૧૯૧૧ની ડીસેમ્બરની ૧૨મી તારીખે દિલ્હીમાં દરબાર ભરી પાંચમા જ્યોર્જનો રાજ્યાભિષેક જાહેર કર્યો. હિંદી લશ્કરી અમલદારોને વિકટોરીયા ક્રોસ આપવાનું ત્યાં જાહેર થયું. કેળવણી માટે ૫૦ લાખ રૂપીયા જાહેર કરવામાં આવ્યા. હિંદની રાજધાની કલકત્તાથી દિલ્હી ફેરવવામાં આવી. બંગભંગ રદ થયો. દિલ્હી-પ્રાંતને પંજાબથી છુટો પાડવામાં આવ્યો; અને ત્યાં ચીફ કમીસ્નર

**(૧) લોર્ડ હાર્ડિંગ ઇ. સ. ૧૯૧૦–૧૯૧૬ અને સુધારા.**

નીમવામાં આવ્યો. આસામને ચીફ કમીશ્નર નીચે મૂકવામાં આવ્યું. બિહાર, ઓરિસા અને છોટાનાગપૂરને માટે લેફ્ટેનન્ટ ગવર્નર નીમવામાં આવ્યા. હાર્ડિંગ ઉપર કોઇએ બોંબ નાખ્યો હતો. તેથી તેને ઇજા થઇ પણ સુભાગ્યે થોડા સમયમાં સારૂં થઈ ગયું. પણ ઘા કરનાર પકડાયો નહિ. જે વખતે ઇજા થઇ ત્યારે લોર્ડ હાર્ડિંગ બોલ્યા "આ નીચ કૃત્યને લીધે કોઈ હિન્દની સુકીર્તિને કલંક લગાડશો ના." એવા દિલસોઝ અમલદારોથી ઘણો લાભ થાય છે.

**મહાયુદ્ધ**

ઇ. સ ૧૯૧૪ના ઓગસ્ટ મહિનામાં એક બાજુ જર્મની, ઓસ્ટ્રિયા, બલગેરીઆ અને ટર્કી અને બીજી બાજુ ઇંગ્લાંડ, રશિયા, ફ્રાંસ અને બેલ્જીયમ વચ્ચે ભયંકર યુદ્ધ ફાટી નીકળ્યું. હિંદના દેશી રાજાઓએ તથા પ્રજાએ સહાનુભુતિ તથા મદદ આપી. હિંદી લશ્કર ફ્રાંસ સુધી લડવા ગયું હતું; અને ફ્રાંસનો બચાવ કર્યો હતો. પંદરલાખ માણસોનું હિંદી લશ્કર લડાઈમાં જોડાયું હતું. સરકારે લોકો પાસેથી વ્યાજે નાણાં લીધા હતા. અને લડાઇ જલદી બંધ થાય એવું દરેક જણ ઇચ્છતો હતો

## (૨) લોર્ડ ચેમ્સફર્ડ ઇ. સ. ૧૯૧૬ થી ૧૯૨૧:

**ત્રીજો અફઘાન વિગ્રહ**

ઇ. સ. ૧૯૧૯માં અફઘાન અમીર હબીબુલ્લાનું ખુન થયું. તેના પછી તેનો સૌથી નાનો પુત્ર **અમાનુલ્લા** ગાદીએ આવ્યો. અમાનુલ્લાનો વિચાર હિંદ સરકારથી સ્વતંત્ર થવાનો હતો. ઇ. સ. ૧૯૧૭માં રશિઆના ઝારને ગાદીએથી ઉઠાડી મૂકવામાં આવ્યો. અને ત્યાં બોલ્શેવિઝમ દાખલ થયું. આ તકનો લાભ લઈ અમાનુલ્લાએ હિંદપર ચઢાઈ કરી, પણ તેને પાછા જવું પડયું. રાવળપીંડીના કરાર થયા અને અફઘાનિસ્તાનને સ્વતંત્ર ગણવામાં આવ્યું. સરહદ પર બલુચિઓનું તોફાન પણ સમાવી દેવામાં આવ્યું.

**મહા યુદ્ધનો અંત અને પરિણામ.**

ઇ. સ. ૧૯૧૩ ની આખરે મહાયુદ્ધનો અંત આવ્યો. હિંદને કેટલાક લાભો લડાઇ દરમ્યાન મળ્યા. પ્રજાકીય મંડળમાં હિંદ તરફથી બે સભ્યો હાજર રહ્યા; અને વર્સાઇલિના સંધીપત્ર ઉપર તેમને સહી કરવાની છુટ મળી. મજુર પરિષદમાં પણ હિંદી પ્રતિનિધિઓ હાજર રહ્યા. તેમજ યુદ્ધ પ્રધાન મંડળ તથા શાહી સંસ્થાનિક મંડળમાં હિંદ પ્રતિનિધિઓને હાજર રહેવાનો હક મળ્યો. સત્યેન્દ્રસિંહને ઉમરાવોની સભામાં સભ્ય નીમવામાં આવ્યા; અને તેને મદદનીશ ભારત મંત્રીની જગ્યા આપવામાં આવી.

**રોલેટ કાયદો.**

રોલેટ કાયદાને કાળો કાયદો પણ કહેવામાં આવે છે. તેમાંનો એક ભાગ ધારાસભામાં ખૂબ ચર્ચાયો અને બધા બીનસરકારી સભ્યો વિરૂદ્ધ થયા સરકારે પોતાની બહુમતિથી આ કાયદો પસાર કર્યો. દરમ્યાન રાજકીય સુધારાની ચળવળ જોસભેર ચાલી.



લોર્ડ સિંહા

**જાલીયનવાલા બાગ**

જાલીયાનવાળા બાગમાં એક મોટી રાજકીય સભા ભરવામાં આવી. અને શ્રીયુત ગાંધીજીએ જાહેર કરેલા સત્યાગ્રહને વળગી રહેવાના ભાષણો ચાલતા હતા તે વખતે જનરલ ડાયરે લોકના ટોળા ઉપર કોઇ પણ જાતની ચેતવણી આપ્યા વગર ગોળીઓ છોડી અને ઘણાને નિર્દય રીતે

શિક્ષા કરી. સરકારની આ નીતિના વિરોધમાં વાઇસરોયની કાઉન્સિલમાંથી કેટલાક સભ્યોએ રાજીનામું આપ્યું.

**મોંટેગ્યુ ચેમ્સફર્ડ સુધારા**

મહાયુદ્ધ વખતે હિંદે જે વફાદારી બતાવી હતી તેને માટે ઇ. સ. ૧૯૧૭માં ઇંગ્લંડની પાર્લામેન્ટે હિંદીઓને રાજકીય હકો આપવાનું વચન આપ્યું હતું તેથી હિંદી વઝીર મોંટેગ્યુ અને વાઇસિરોય લોર્ડ ચેમ્સફર્ડ બન્નેએ મળીને હિંદની રાજકીય સ્થીતિ તપાસી કેવા સુધારા કરવાની જરૂર છે તેનો રીપોર્ટ પાર્લામેન્ટમાં રજુ કર્યો. ઇ. સ. ૧૯૧૯માં આ સુધારો, નવા કાયદા તરીકે પસાર થયો અને હિંદી રાજ્ય બંધારણમાં તે પ્રમાણે ફેરફાર થયો.



શ્રી. મોંટેગ્યુ.

**અસહકાર**

આ સુધારાથી હિંદની રાષ્ટ્રીય મહાસભાને અસંતોષ થયો અને એ સુધારાના વિરોધમાં રાજતંત્રમાં ભાગ ન લેવો એવું મહાસભાએ ઠરાવ્યું. શ્રીયુત ગાંધીજીએ અહિંસાત્મક અસહકાર કરવા સૂચવ્યું અને મહાસભાવાદીઓએ અસહકાર શરૂ કર્યો. એટલે કેટલાક લોકોએ સરકારી ખિતાબો, શાળાઓ, કોર્ટો કોલેજો અને કાઉન્સિલોનો બહિષ્કાર કર્યો. આથી શ્રી. ગાંધીજીને રાજદ્વારી કેદી તરીકે પકડવામાં આવ્યા. પણ ઈ. સ. ૧૯૨૪માં તેમને છોડી મૂકયા. ત્યાર પછી અસહકારની ચળવળ મંદ પડી ગઈ.

**નરેન્દ્ર મંડળ.**

ઇ. સ. ૧૯૧૯ના નવા સુધારા પ્રમાણે અમુક દરજ્જાના રાજાઓનું એક મંડળ સ્થાપવામાં આવ્યું. આ મંડળનું કાર્ય દેશી રાજાઓ માટે એકસરખા નિયમો ઘડી દેશી રાજ્યમાં ઉત્પન્ન થતા સવાલોનું નિરાકરણ કરવાનું છે. આ મંડળ હિંદના રાજકીય સવાલોમાં છૂટથી સલાહ આપી શકે છે.

**લોર્ડ રીડીંગ**
ઇ. સ. ૧૯૨૧
–૧૯૨૬

લોર્ડ રીડીંગ ૧૯૨૦માં વાઇસરોય નીમાયા. ઇ.સ. ૧૯૨૧માં મલબાર કિનારાના મોપલાઓએ બંડ કર્યું અને ધર્મની ઝનુનમાં ઘણા હિંદુઓને મારી નાંખ્યા. સરકારે તરતજ એ બંડ દાબી દીધું. શ્રી. ગાંધીજીએ જાહેર કરેલો અહિંસાત્મક સત્યાગ્રહ આ અને એવા બીજા કારણોને લઇને બંધ રહ્યો અને ત્યારપછી હિંદુ મુસલમાન એકતા વધારે સંગિન બનાવવા મહાસભા તરફથી પ્રયત્નો કરવામાં આવ્યા.



લોર્ડ રીડીંગ

**સુધારા**

લોર્ડ રીડીંગે હિંદની નાણાં સ્થીતિ સુધારવાનો અને દેવું ઓછું કરવાનો પ્રયત્ન કર્યો. લશ્કર કમી કર્યું. નરેંદ્ર–મંડળને વ્યવસ્થિત કરવામાં આવ્યું. કેટલાક સખત કાયદાઓ જેવાકે પ્રેસ એક્ટ વિગેરે રદ કરવામાં આવ્યા. કેટલેક ઠેકાણે ફરજિઆત અને મફત કેળવણી દાખલ કરવામાં આવી. ઇ. સ. ૧૯૨૧માં નામદાર ડયુક ઓફ કોનોટે હિંદમાં આવી વડી તથા

પ્રાંતિક ધારાસભા ખુલ્લી મુકવાની ક્રિયા કરી. સર સત્યપ્રસન્નસિંહ જે વડી ધારાસભાના હિંદી સભ્ય હતા તેમને હિંદી પ્રજાના પ્રતિનિધિ તરીકે લડાઈ વિશે મસલત ચલાવવા માટે લંડનની ઇમ્પીરીયલ કોન્ફરન્સમાં મોકલવામાં આવ્યા.

**આફ્રિકામાં હિંદીઓના હક**

ઇ. સ. ૧૯૨૧માં દક્ષિણ આફ્રીકા અને કેનીઆમાં વસતા હિંદીઓનો હક બ્રિટીશ પ્રજાની સમાન છે એ વિષે એક પરિષદ ભરાઈ હતી. આ પરિષદમાં હિંદના પ્રતિનિધિ તરીકે મી. મોંટેગ્યુ, શ્રીનીવાસ શાસ્ત્રી અને કચ્છના રાવ ગયા હતા. પરિષદમાં સમાન હક હોવો જોઇએ એવું સાબીત થયું હતું. પણ દક્ષિણ આફ્રીકાની સરકારે આ અભિપ્રાય માન્ય રાખ્યો નહિ.

**લોર્ડ ઇર્વિન. ઇ.સ.૧૯૨૬–૧૯૩૧**

લોર્ડ ઇર્વિન હિંદુસ્તાનમાં ઇ. સ. ૧૯૨૬ માં વાઇસરોય તરીકે આવ્યા. તેઓ બ્રિટિશ પ્રધાન મંડળમાં ખેતીવાડી ખાતાના અનુભવી હતા. તેથી તેમને હિંદુસ્તાનની ખેતીની ખીલવણી કરવા ઇંગ્લાંડની સરકારે નીમ્યા હતા. તેઓએ આવીને તરતજ ખેતીની ખીલવણી કેવી રીતે થાય તેની તપાસ કરવા **"શાહી ખેતીવાડી કમીશન"** નીમ્યું. આ કમીશને સૂચવેલી યોજનાઓ ઘણી ખર્ચાળ હોવાથી અમલમાં મૂકી શકાઈ નહિ.



**લોર્ડ ઇર્વિન.**

ઇ. સ. ૧૯૨૭માં હિંદની રાજકીય સ્થીતિ ધ્યાનમાં લઈ નવા રાજકીય સુધારા વધારાની ભલામણ કરવા એક કમીશન નીમવામાં આવ્યું. એ કમીશનના પ્રમુખ સરજ્જોન સાઈમન હતા તેથી એ સાયમન કમીશનને નામે ઓળખાય છે. આ કમીશનમાં એક પણ હિંદી રાખવામાં આવ્યો ન હતો અને તેથી પ્રજાને પોતાનું ભાવી ઘડવામાં ખાસ અન્યાય થતો હોય એવું મહાસભા વાદીઓને તેમજ મોડરેટોને લાગ્યું. આ કમીશનના વિરોધ તરીકે કેટલાક આગેવાનોએ બહિષ્કાર કર્યો હતો. ઇ. સ. ૧૯૩૦ ના મે મહીનામાં આ કમીશનનો રિપોર્ટ બહાર પડયો હતો. દરમ્યાન હિંદીઓના મન ઉંચા થયા હતા અને મહાસભાની ચળવળમાં ઘણા લોકો જોડાયા હતા. આ અસંતોષ દૂર કરવા અને નવા સુધારાના સવાલનું નિરાકરણ કરવા લંડનમાં ગોળમેજી પરિષદ (રાઉન્ડટેબલ કોન્ફરન્સ) ભરાઈ હતી. આ પરિષદની અંદર હિંદી સરકારે પ્રતિનિધિ ચૂંટી કાઢી મોકલ્યા હતા. મી. શાસ્ત્રી મી. જયકર, મી. સપ્રુ મી. જીન્ના અને નામદાર ગાયકવાડના મહારાજા તથા બીકાનેરના મહારાજાએ મૂખ્ય ભાગ લીધો હતો. આ ગોળમેજી પરિષદમાં મહાસભાવાદીઓએ ભાગ લીધો ન હતો. પણ તે દરમ્યાન અસહકારની ચળવળ જોસભેર આખા હિંદુસ્તાનમાં ચલાવી હતી.

**સાઈમન કમીશન અને ગોળમેજી પરિષદ.**

ઇ. સ. ૧૯૨૯માં મહાસભાની બેઠક પંડિત જવાહિરલાલ નહેરૂના પ્રમુખપણા નીચે લાહોરમાં મળી હતી. તેમાં હિંદ માટે સંપૂર્ણ સ્વતંત્રતા મેળવવાનો ઠરાવ પસાર થયો હતો. આ ચળવળ ચલાવવાનું કાર્ય શ્રી ગાંધીજીને સોંપવામાં આવ્યું હતું. ઇ. સ. ૧૯૩૦ના માર્ચની ૧૨મી તારીખે શ્રી. ગાંધીજીએ ૮૦ સ્વયંસેવકો સહિત સાબરમતીથી દાંડીની કૂચની શરૂઆત કરી અને ત્યાં મીઠું બનાવી મીઠાના કાયદાનો સવિનય ભંગ કર્યો હતો. આ પ્રમાણે ઘણી જગ્યાએ લોકોએ પણ મીઠાના કાયદાનો તેમજ બીજા કાયદાનો સવિનય ભંગ કર્યો હતો.

**સવિનય ભંગની ચળવળ**



શ્રી. ગાંધીજી.

સવિનય ભંગની લડતમાં લગભગ ૫૦,૦૦૦ માણસોને રાજદ્વારી કેદી તરીકે પકડવામાં આવ્યા હતા. ગોળમેજી પરીષદના અગ્રગણ્ય પ્રતિનિધિ મી. જયકર અને સપ્રુની સૂચનાથી અને હિંદી સરકારની ભલામણથી સવિનય ભંગની લડત ૧૯૩૦ના માર્ચની શરૂઆતમાં બંધ થઇ હતી. ત્યાર પછી શ્રી. ગાંધીજી અને ના. વાઇસરોય લોર્ડ ઇર્વિન વચ્ચે મંત્રણા ચાલી. આ મંત્રણાને પરિણામે હિંદમાં સુલેહ સ્થપાઇ અને રાજદ્વારી કેદીઓને વિના શરતે હિંદી સરકારે મુક્ત કર્યા; અને દરિઆ કિનારા પર વસતા લોકોને કુદરતી મીઠું વિના મૂલ્યે વાપરવાની છુટ મળી.

આથી શ્રી. ગાંધીજીને એમ લાગ્યું કે ઈંગ્લાંડની સરકાર હિંદની રાજ્યનીતિમાં ઘટતો ફેરફાર કરી હિંદને સંસ્થાનિક સ્વરાજ્યને પંથે દોરવા માંગે છે. તેથી તેમણે **બીજી ગોળમેજી પરિષદ** ભરાય તેમાં મહાસભાવાદીઓએ પણ ભાગ લેવો એવો અભિપ્રાય જણાવ્યો છે. ઇ. સ. ૧૯૩૧માં શ્રી. વલ્લભભાઇ પટેલના પ્રમુખપણા હેઠળ કરાંચીમાં રાષ્ટ્રીય મહાસભાની બેઠક ભરાઈ હતી. તેમાં એવું નક્કી થયું કે ઇર્વિન-ગાંધી મંત્રણા પ્રમાણે સુલેહ શાંતિનું લોકોએ વર્તન કરવું. લોર્ડ ઇર્વિન એપ્રીલ માસમાં ઈંગ્લાંડ ગયા અને લોર્ડ વિલીંગ્ડન નવા વાઇસરોય તરીકે અહીં આવ્યા છે.

**ઉપસંહાર માટે પ્રશ્નો:—**૧. ઇ. સ. ૧૯૧૪માં મહાયુદ્ધ કોની સાથે થયું? તેનું શું પરિણામ આવ્યું? ૨. તે દરમ્યાન હિંદુસ્તાનમાં શી ચળવળ શરૂ થઇ? ૩ અસહકાર એટલે શું? તે કોણે શરૂ કર્યો? ૪ નરેન્દ્ર મંડળ પર ટુંક નોંધ કરો. ૫. શ્રી. ગાંધીજીનું ટુંક વૃત્તાંત આપો.

## પરિશિષ્ટ.

**કેટલાક સુધારા**

કંપનીના રાજ્ય દરમ્યાન ધર્મ સબંધી કેટલાક ફેરફારો થયા. સહજાનંદ સ્વામીએ સ્વામીનારાયણનો પંથ દાખલ કર્યો; અને પાછળ પડેલી જાતોનો ઉદ્ધાર કર્યો. તેને પશ્ચિમની વિદ્યાનો રંગ લાગ્યો નહોતો. રાજા રામમોહનરાયે બંગાળામાં બ્રહ્મોસમાજ સ્થાપ્યો. દયાનંદ સરસ્વતીએ આર્ય સમાજ સ્થાપ્યો. મીસીસ એની બીસંટે થીઓસોફીકલ સોસાયટી સ્થાપી. સ્વામી વિવેકાનંદે પૂર્વ અને પશ્ચિમના આદર્શોનો ખ્યાલ આપ્યો. સાહિત્ય, નાટક, કળા, ઇતિહાસ, અર્થશાસ્ત્ર વગેરે વિકાસ પામ્યા. રવિન્દ્રનાથ ટાગોરને સાહિત્યને માટે 'અખિલ વિશ્વ નોબલ પ્રાઇઝ' મળ્યું. સ્વ. ગોવર્ધનરામે સરસ્વતીચંદ્રમાં નવી વિદ્યાનો ખરો રંગ બતાવી આપ્યો. સ્ત્રીઓની સ્થિતિ સુધારવાના પ્રયત્નો કરવામાં આવ્યા. અત્યંજોની સ્થિતિ સુધારવાનો પ્રયત્ન કરવામાં આવ્યો અને સ્પર્શાસ્પર્શનો દોષ દૂર કરવાનો પ્રયત્ન થયો. મહાસભા અને મુસ્લીમ લીગ સ્થપાયા. રાજા રજવાડામાં ઘણાં સુધારા થયા; અને વડોદરાના મહારાજા સયાજીરાવે તેમાં સારો ફાળો આપ્યો. ફરજીયાત કેળવણી દાખલ થઈ. અને રાષ્ટ્રિય ભાવનાના અંકુરો રોપાયા. રાષ્ટ્રિય ભાવના ખીલવવામાં દાદાભાઇ નવરોજજીએ ઘણો સારો ભાગ ભજવ્યો હતો. ઇ. સ. ૧૯૩૦-૩૧ની અસહકારની ચળવળમાં ઘણા યુવકોએ તથા વિદ્યાર્થીઓએ તથા સ્ત્રીઓએ ભાગ લીધો હતો.

---

# પ્રકરણ પર મું

## રાજ્યવ્યવસ્થા.

આપણે આગળ જોયું તે પ્રમાણે હિંદના લોકો મહાસભા મારફતે સ્વરાજ્યની ચળવળ ઉપાડી રહ્યાં છે. તેથી હિંદીઓની માંગણીનો કાંઇક અંશે સ્વીકાર કરવા ઇ. સ. ૧૯૧૭ માં પાર્લામેન્ટમાં એ સબંધી પ્રશ્ન ઉભો થયો અને હિંદુસ્થાનને જવાબદાર રાજ્યતંત્ર આપવું અને તેને બ્રિટિશ સામ્રાજ્યના એક અંગ તરીકે લેખવું એવું જાહેરનામું હિંદના સેક્રેટરીએ બહાર પાડયું. આને સ્વરાજ્યનું પહેલું પગથીયું કહેવામાં આવે છે.

**હિંદની રાજ્ય વ્યવસ્થા.**

નામદાર શહેનશાહના હાથમાં આપણા રાજ્યતંત્રની પૂરેપૂરી સત્તા છે. પણ તે સત્તા તે પુરીપૂરી વાપરતા નથી; પણ ઇંગ્લાંડનું પ્રધાન મંડળ તે વાપરે છે. પાર્લામેન્ટ દ્વારા આપણું રાજ્યતંત્ર ચાલી રહ્યું છે. પાર્લામેન્ટને આપણા રાજ્યતંત્રમાં ફેરફાર કરવાનો હક છે. આપણા પર તે અંકુશ રાખી શકે છે.

**તાજ અને પાર્લામેન્ટ**

આપણા રાજ્યતંત્રનો ખરો જવાબદાર અમલદાર હિંદનો સેક્રેટરી છે. બ્રિટિશ પ્રધાન મંડળમાં તેને બેસવાનો હક છે અને હિંદનો તમામ ખર્ચ તેની મારફતે થાય છે. હિંદના બધા અમલદારો તેને તાબે હોય છે. તેને મદદ કરવાને એક બીજો સેક્રેટરી હોય છે.

**હિંદનો સેક્રેટરી**

ઇંડીઆ કૌંસિલ હિંદના સેક્રેટરીને મદદ કરે છે. તેમાં ૮ થી ૧૨ સભ્ય હોય છે. આ સભ્યો દર પાંચ પાંચ વર્ષે બદલાય છે. તે સભ્ય હિંદુસ્થાનમાં જો પાંચ વર્ષ રહ્યો હોય તોજ તેની નીમણુંક થાય છે. કામકાજ કરવાને એક ઓફિસ રાખવામાં આવે છે.

**ઇંડીઆ કૌંસિલ.**

**હાઈ કમીશ્નર**

હાઇ કમીશ્નર હિંદી અને પ્રાંતિક સરકારનું વેપાર સંબંધી અને બીજું પરચુરણ કામકાજ કરે છે. તે ઈંગ્લાંડમાં રહે છે. તેનો પગાર હિંદ આપે છે.

**ગવર્નર જનરલ**

ગવર્નર જનરલ આખા હિંદુસ્થાનનો કારભાર ચલાવે છે અને તેને માટે તે જવાબદાર છે. શહેનશાહના પ્રતિનીધિ તરીકે તે કામ કરે છે. તેથી તેનો દરજ્જો શહેનશાહથી સ્હેજ ઉતરતો છે. તે ગુન્હેગારોને માફી આપી શકે; અને કેટલીક આપખુદ સત્તા વાપરી શકે છે. તેને પાર્લામેન્ટનો અનુભવ હોય છે. દર પાંચ પાંચ વર્ષે તેની ફેરબદલી થાય છે.

**કાંઉંસિલ**

ગવર્નર જનરલને મદદ કરવાને એક કાંઉંસિલ હોય છે. હાલ તેમાં ૬ સભ્યો છે. તેઓમાંના ત્રણ હિંદી છે. સેનાપતિ સાતમો સભ્ય હોય છે. દરેક જુદા ખાતા પર એક એક સભ્યની દેખરેખ હોય છે. અને તેને મદદ કરવાને એક ઓફીસ અને સેક્રેટરી રાખવામાં આવ્યા છે. અગત્યની બાબતોનો નિકાલ સભ્યો કરી લે છે. અગત્યની બાબતોમાં કાઉંસિલનો મત લેવાય છે. ગવર્નર જનરલ કાઉન્સિલના મત વિરૂદ્ધ પણ પોતાનો મત આપી શકે અને તે અમલમાં મૂકી શકે. દેશી રાજાઓની બાબત, તથા પરદેશ સાથેના વ્યવહારનું ખાતું વાઇસરોયના હાથમાં રહે છે. તે સિવાય લશ્કરી ખાતુ, સ્વદેશ ખાતું, ધારા ખાતું, વેપાર ઉદ્યોગ ખાતું પોષ્ટ રેલ્વે અને કેળવણી ખાતાઓ સભ્યોના હાથમાં હોય છે.

**ધારાસભા.**

ધારાસભાના બે ભાગ છે. કાઉન્સિલ ઓફ સ્ટેઇટ અથવા રાજ્યમંડળ; અને લેજીસ્લેટિવ એસેમ્બલી અથવા મુખ્ય ધારાસભા. તેઓનું મુખ્ય કામ કાયદાઓ ઘડવાનું હોય છે. ગવર્નર જનરલ આ સભાની મદદથી કાયદા ઘડે છે. રાજ્યમંડળની મુદત પાંચ વર્ષની હોય છે. અને મુખ્ય ધારાસભાના સભ્યો ત્રણ ત્રણ વર્ષે ફરી ચુંટાય છે. રાજ્યમંડળમાં ૬૦ સભ્યો હોય

છે. અને મુખ્ય ધારાસભામાં ૧૪૪ સભ્યો હોય છે. બન્નેમાં પ્રમુખનો સમાવેશ થઈ જાય છે. રાજ્યમંડળનો પ્રમુખ ગવર્નર જનરલ નીમે છે. મુખ્ય ધારાસભાના પ્રમુખની ચુંટણી સભ્યો પોતે કરે છે અને તેનું ઘણું માન પડે છે. શ્રી વિઠ્ઠલભાઈ પટેલ મુખ્ય ધારાસભાના પહેલા ચુંટાયલા પ્રમુખ હતા.

રાજ્યમંડળમાં સરકારી પક્ષનું બળ વધારે રહે છે. તેમાં ૨૫ સરકારી સભ્યો ૩૪ બીન સરકારી સભ્યો બેસે છે. મુખ્ય ધારાસભામાં સરકારી પક્ષનું બળ ઓછું રહે છે. તેમાં ૧૦૪ બીન સરકારી સભ્યો અને ૪૦ સરકારી સભ્યો હોય છે. તેમાં કેટલાક યુરોપીયનો પણ હોય છે.

રાજ્યમંડળ માટે મત આપવાનો હક, જમીનદારો, ઇનામદારો, યુનીવર્સિટીના ફેલો અને અમુક દરજ્જાના માણસોને **મત આપવાનો હક** હોય છે. મુખ્ય ધારાસભા માટે મત આપવાનો હક, ઘરધણીઓ, અમૂક આવકવાળા ગૃહસ્થો, સ્થાનિક કરવેરા ભરનાર શહેરીઓ, અને લશ્કરી વર્ષાસન મેળવનારા ગૃહસ્થોને હોય છે.

અમૂક બજેટ પર ચર્ચા કરવાનો અને મત આપવાનો હક ધારાસભાને સોંપવામાં આવ્યો હોય છે. પણ લશ્કરખાતું, પોલીટીકલ-ખાતુ વગેરે બાબત પર માત્ર ચર્ચા કરવાનો હક **ધારાસભાની સત્તા** હોય છે. કોઈપણ બીલ ધારાસભાના એક મંડળમાં વાંચવા માટે મૂકવામાં આવે છે. પછી તે સીલેક્ટ કમીટી આગળ રજુ થાય છે. તે બીજું વાંચન કહેવાય છે. અને પછી ત્રીજીવાર વંચાયા પછી તે પસાર થાય અથવા તો ઉડી જાય. જો પસાર થાય તો રાજ્યમંડળના સભ્યોની સંમતિ માટે તે મોકલવામાં આવે છે. અને ત્યારપછી ગવર્નર જનરલની સમંતિ મેળવવા માટે મોકલવામાં આવે છે. પછીજ તે કાયદો બને છે. બજેટ પણ એવીજ રીતે પસાર થાય છે. પ્રશ્નો પુછીને અથવા કાયદા પસાર કરાવીને ધારાસભા કામકાજ પર કાબુ રાખી શકે છે.

બંગાળા, મદ્રાસ અને મુંબાઇ ઇલાકા ગવર્નરોના હાથ નીચે છે. પંજાબ, બિહાર ઓરિસા અને છોટાનાગપૂર, આસામ, બ્રહ્મદેશ, સંયુકત પ્રાંતો, એ ૭ દરેક સીવીલીયન ગવર્નરના

**પ્રાંતિક સરકાર.**

હાથ નીચે છે. બાકીના ૭ કુર્ગ, દિલ્હી, આંદામાનના ટાપુઓ, અજમેર, સરહદનો વાયવ્યપ્રાંત અને બલુચીસ્તાન ચીફ કમીશનરના હાથ નીચે રાખવામાં આવ્યા છે. ગવર્નરોને કાઉન્સિલો અને ધારાસભાઓ આપવામાં આવી છે. ચીફ કમીશ્નરોને તે આપવામાં આવી નથી. પણ કુર્ગને ખાસ અપવાદ રૂપે તે આપવામાં આવે છે. ગવર્નરોની નીમણુંક શહેનશાહ કરે છે. ચીફ કમીશ્નરોની નીમણુંક ગવર્નર જનરલ કરે છે. તેઓની નીમણુંક પાંચ વર્ષ સુધી કાયમ રહે છે. પછી ફેરબદલી થાય છે. ઇલાકાના ગવર્નરોની કાઉન્સિલમાં ચાર સભ્યો હોય છે. એમાં પ્રધાન સિવાયના સભ્યોની નીમણુંક સ્થાનિક સરકારની ભલામણથી શહેનશાહ કરે છે.

## હિંદી સરકાર અને પ્રાંતિક સરકારના વહિવટની બાબતો.

હિંદી સરકારના હાથમાં પરદેશ સાથેનો સંબંધ, મુખ્ય રજવાડાઓ સાથેનો સંબંધ, લશ્કર, રેલ્વે, પોષ્ટ, તાર અફીણુ, વગેરેનો વહિવટ છે. પ્રાંતિક સરકારના હાથમાં સ્થાનિક સ્વરાજ્ય, કેળવણી, મહેસુલ, આરોગ્ય, જાહેર બાંધકામો, ખેતી. સહકારી મંડળીઓ, જંગલો, આબકારી, ન્યાયખાતું, સ્ટંપ પેપર, ઉદ્યોગ, પોલીસ, જેલ અને નોંધણીના ખાતાઓનો વહિવટ છે. **રીઝવર્ડ સબ્જેક્ટસમાં** ન્યાયખાતું, કરવેરા ખાતું, જમીન મહેસુલ ખાતું, દુકાળનિવારણ ખાતું, પોલીસ, જેલ વિગેરે ખાતા છે. તેના પર ગવર્નર તથા તેની કારોબારી સભાનો અમલ ચાલે છે.

**ટ્રાન્સફર્ડ સબ્જેક્ટસમાં** કેળવણી, આરોગ્ય, ખેતીવાડી, સ્થાનિક સ્વરાજ્ય, વેપાર ઉદ્યોગ ખાતાંનો સમાવેશ થાય છે. તે મંત્રીઓના તાબામાં હોય છે.

પ્રાંતિક સરકારના હાથમાં જે બાબતોનો વહિવટ છે તેના બે વિભાગો છે; એક સરકાર હસ્તક અને બીજો પ્રધાન હસ્તક. પ્રધાનના

**ડાયરકી અથવા દ્વિમુખ પદ્ધતિ.** હાથમાં સ્થાનિક સ્વરાજ્ય, કેળવણી, આરોગ્ય અને દવાખાનાઓ, જાહેર બાંધકામો, ખેતી, સહકારી મંડળો, આબકારી, નોંધણી ખાતું અને ઉદ્યોગ ખાતાઓનો વહિવટ છે. તે સિવાયના ખાતાઓ સરકારના હાથમાં છે. પોતાની ધારાસભાના કોઇ પણ સભ્યની નીમણુંક પ્રધાન તરીકે ગવર્નર કરી શકે છે. પ્રધાન પોતે એ વહિવટ માટે ધારાસભાને તથા ગવર્નરને જવાબદાર હોય છે ધારાસભાના સભ્યો કોઈ ભૂલ માટે પ્રધાનને તેના હોદ્દા પરથી કાઢી શકે છે. આ જાતના વહિવટને ડાયરકી કહેવામાં આવે છે.

આ ધારાસભા ગવર્નરને કાયદા કરવા માટે મદદ કરે છે. એમાં બીનસરકારી સભ્યો મોટે ભાગે હોય છે. એને માટે મતદારોની સંખ્યા બહુ મોટી છે અને તે શહેરવાર, ગામડાઓ વાર અને કોમ વાર ઉભા કરવામાં આવેલા છે. મુંબાઇની ધારાસભામાં હાલ ૧૧૧ સભ્યો છે. પ્રાંતિક ધારાસભાની સત્તા, પ્રધાનના હાથમાં જે બાબતોનો વહિવટ છે તેના પર પૂરેપૂરી છે. પણ સરકારના હાથમાં જે બાબતોનો વહિવટ છે તેના પર ઘણી જ ઓછી સત્તા છે. પણ ચર્ચા, કાયદાઓ વગેરે કરીને તે વહિવટને સત્તા નીચે દાબી શકે છે. પ્રાંતિક ધારાસભાઓ કાયદાઓ ઘડે છે. પણ તેમાં કેટલીક બાબતોમાં વડી સરકારની સંમતિ લેવી પડે છે.

**પ્રાંતિક ધારાસભા**

મીઠું, અફીણ, જકાત, આયપત વેરો, રેલ્વે, તાર, પોષ્ટનો નફો, દેશી રાજ્યો તરફથી આવતી ખંડણી, ટંકશાળાની આવક અને ધીરેલા નાણાનું વ્યાજ, આ હિંદી સરકારની આવકના સાધનો છે. તેના હાથમાં જે જે ખાતાઓ છે તેનો નિભાવ આમાંથી થાય છે. પ્રાંતિક સરકારની આવકના સાધનો જમીનનું મહેસુલ, જંગલની પેદાશ, સ્ટેમ્પપેપરો અને નોંધણી છે. તેના હાથના ખાતાઓ આ આવકમાંથી ચાલે છે. આમાંથી દર વર્ષે થોડી રકમ, હિંદી સરકારને મદદરૂપે આપવામાં આવે છે.

**આવક અને ખર્ચ.**

પ્રાંતિક સરકારને નાણા, વ્યાજે લેવાની અને કર વધારવાની સત્તા આપવામાં આવી છે.

## પ્રકરણ ૫૩ મું.

**સ્થાનિક સરકાર.**

દરેક પ્રાંતના જુદા જુદા ભાગો પાડવામાં આવ્યા છે. તે ભાગને જીલ્લો કે ડીસ્ટ્રીક્ટ કહેવામાં આવે છે. ડીસ્ટ્રીક્ટના તાલુકા વાર વિભાગો છે અને તાલુકાઓના ગામડાઓ વાર વિભાગો છે. જીલ્લાના અમલદારને કલેક્ટર કહેવામાં આવે છે, અને ત્હેસીલ કે તાલુકાના અમલદારને, ત્હેસીલદાર, મામલતદાર કે મુખત્યાર નામ આપવામાં આવ્યું છે. ગામડાઓનો વહિવટ પટેલ, તલાટી, કુલકર્ણી કે પાટીલ સંભાળે છે. કેટલાક જીલ્લાઓને એકઠા કરી એક ડીવીઝન બનાવવામાં આવે છે અને તેનો અમલદાર કમીશ્નર હોય છે. ઉત્તર વિભાગ, દક્ષિણ વિભાગ, મધ્ય વિભાગ અને સિંધને માટે કમીશનરો નીમવામાં આવ્યા છે. કલેક્ટરને મદદ કરવાને એક આસીસ્ટંટ કલેક્ટર હોય છે. કલેક્ટરને કેટલીક ફોજદારી સત્તા આપવામાં આવી છે. દરેક અમલદાર પોતાના વહીવટને માટે જવાબદાર હોય છે.

**અદાલતો.**

ચીફ કોર્ટ કે હાઇ કોર્ટ સદર અદાલતો કહેવાય છે. તે લોકોને ન્યાય મેળવવા માટે છે. આ કોર્ટની પાસે દીવાની અને ફોજદારી સત્તા હોય છે. તેના હાથ નીચે બીજી દીવાની અને ફોજદારી અદાલતો હોય છે. દરેક જીલ્લામાં ન્યાયાધીશ, મુન્સીફ વગેરે હોય છે. અને તેઓ દીવાની દાવાઓ ચૂકવે છે. પહેલા વર્ગના, બીજા વર્ગના અને ત્રીજા વર્ગના એમ ત્રણ મેજીસ્ટ્રેટોના ઓદ્ધાઓ હોય છે. તેઓ ન્યાય આપે છે અને સજાઓ કરે છે. ગામડાઓમાં પટેલો પણ નાની ફરિયાદોનો ન્યાય આપે છે; ગવર્નર અને ગવર્નર જનરલ માફી આપી શકે છે. નીચલી કોર્ટના ચૂકાદા પર ઉપલી કોર્ટમાં અપીલ કરી શકાય છે. સેસન કોર્ટમાં વિશ્વાસઘાત ખૂન વગેરેના આરોપીઓને જ્યુરીથી ચૂકાદો અપાય છે.

પ્રાંતમાં અથવા જીલ્લાઓમાં સુલેહ જાળવવાને તથા લોકોનું રક્ષણ કરવાને પોલીસ ખાતું રાખવામાં આવ્યું છે. તે ખાતામાં ઇન્સ્પેક્ટર જનરલ મુખ્ય હોય છે. તેના હાથ નીચે જીલ્લાઓમાં પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ અને સર્કલ ઇન્સ્પેકટરો, હેડ કોન્સ્ટેબલ, વીલેજ પોલીસ અને પટેલો નીમાય છે. મુખ્ય અમલદારો ત્રણ દરજ્જાના હોય છે. મધ્યવર્ગ, પ્રાંતિક અને તાબેદાર. મધ્યવર્તી અમલદારોની નીમણુંક વગેરે હિંદી સરકાર કરે છે. પ્રાંતિક અમલદારોની નીમણુંક વગેરે પ્રાંતની સરકાર કરે છે. અને તાબેદાર અમલદારોની નીમણુંક ઇન્સપેક્ટર જનરલ તથા પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ કરે છે. હાલ એક પબ્લીક સર્વીસ કમીસન તૈયાર કરવામાં આવ્યું છે. જે અમલદારોની લાયકાત વગેરે નક્કી કરે છે.

**પોલીસ ખાતું.**

શહેરોનો વહિવટ, ગામડાનો વહિવટ વગેરે કરવાને એક સંસ્થા રાખવામાં આવે છે. તેના પ્રમુખ તથા સભ્યો લોકો પોતેજ ચુંટે છે, અને તેના લોકોના પ્રતિનિધિઓની બહુમતી હોય છે. જીલ્લાનો વહિવટ લોકલબોર્ડ ચલાવે છે અને ઘણાં મોટા શહેરો જેવાં કે મુંબાઇનો વહિવટ કોરપોરેશન કરે છે. ગામડાઓને માટે ગામ પંચાયતો રાખવામાં આવે છે, તેના પર દેખરેખ રાખવા માટે તાલુકા બોર્ડ કે યુનીયન કમીટી રાખવામાં આવે છે. આ સંસ્થાદ્વારા સ્વરાજ્યનો અનુભવ નાના પાયા પર મળી શકે છે. અને ત્યાંથી લાયકાત મેળવી એસેમ્બલી અથવા કાઉન્સિલને માટે સભ્ય બનવાની લાયકાત મળે છે. તે સંસ્થાઓદ્વારા દેશને માટે સ્વરાજ્ય મેળવવાનો અનુભવ લેવામાં આવે છે. સ્થાનિક સ્વરાજ્યની આવક નીચે પ્રમાણે હોય છે; જમીનના મ્હેસુલનો અમૂક ભાગ, જમીનનું વેચાણ, નદી કે પુલ ઉતરવા માટેનો વેરો, આયપત, ઘરવેરો, પ્રદર્શનો, મેળાઓ, નળ વેરો, વાહનના સાધનોનો વેરો, જાજરૂ વેરો, વગેરે. વગેરે. તેઓ નાણા વ્યાજે પણ લઈ શકે છે. તેને સરકાર તરફથી પણ નાણાંની મદદ મળે છે. તે સંસ્થાની મુખ્ય ફરજો શહેરમાં

**સ્થાનિક સ્વરાજ્ય**

આરોગ્ય સાચવવું. સામાન્ય કેળવણી પર દેખરેખ રાખવી, લોકોને પાણી પુરૂ પાડવું, મહોલ્લાઓ સાફ રખાવવા, સડકો બંધાવવી અને શહેરોમાં સંગ્રહસ્થાન, બગીચાઓ પુસ્તકશાળાઓ વગેરે હોય છે.

**લશ્કર ખાતું.** લોકોના બચાવને માટે લશ્કર રાખવામાં આવે છે. તેના ત્રણ વિભાગ છે; જમીનપરનું લશ્કર, દરિયાઇ કાફલો અને હવાઇ કાફલો. પહેલા વિભાગનું લશ્કર હંમેશને માટે લડવાને તૈયાર હોય છે. બીજા અને ત્રીજા વિભાગનું લશ્કર તૈયાર થતું જાય છે. સરહદ પર દુશ્મનો સામે રક્ષણ કરવાને મોટું લશ્કર રાખવામાં આવે છે. દેશમાં રક્ષણ કરવાને માટે તથા સુલેહ જાળવવા માટે કેટલુંક લશ્કર રાખવામાં આવે છે. તેમાં અંગ્રેજો અને હિંદીઓ છે. હિંદીઓનું મુખ્ય લશ્કર શીખ અને ગુરખાઓનું બનેલું છે. અંગ્રેજોના હાથમાં લશ્કરના મુખ્ય હોદ્દાઓ રાખવામાં આવે છે. થોડા વખત થયાં હિંદીઓને અમલદારી અથવા મુખ્ય હોદ્દા આપવામાં આવ્યા છે. આ લશ્કરમાં ઘોડે સ્વારો, પાયદળ, તોપખાતું, ખોદકામ કરવાવાળા, અને સંદેશા લઇ જવાવાળા હોય છે. લશ્કરના દરજ્જા નીચે પ્રમાણે છે; કમાન્ડર, સુબેદાર, જમાદાર, હવાલદાર અને નાયક. ડોક્ટર અને વાહનો પણ લશ્કરની દરેક ટુકડી સાથે હોય છે. કમાન્ડર-ઇન-ચીફ અથવા સેનાધિપતિ લશ્કરમાં સૌથી ઉંચી પદવી ભોગવે છે. તેના હાથ નીચે પાંચ સેનાપતિઓ હોય છે. તેઓ ચાર દિશા અને બ્રહ્મદેશનું રક્ષણ કરે છે. હિંદીઓ રાષ્ટ્રિય લશ્કરમાં દાખલ થાય છે. યુનિવર્સિટિઓ તરફથી પણ વિદ્યાર્થીઓને પણ લશ્કરી તાલીમ રાખવામાં આવે છે. દેશી રાજ્યોમાં પણ લશ્કર રાખવામાં આવે છે. દહેરાદુનમાં લશ્કરી તાલીમ આપવા માટે એક સંસ્થા ખોલવામાં આવી છે. પેન્શન પર ગયેલા લશ્કરના માણસોને રીઝર્વ લશ્કર તરીકે ઓળખવામાં આવે છે.

સરકારની મુખ્ય આવક જમીનની મ્હેસુલમાંથી થાય છે. હિંદુસ્થાન દેશમાં મ્હેસુલ પદ્ધતિ જુદી જુદી છે. બંગાળામાં લોર્ડ

કોર્નવોલિસના વખતમાં કાયમ જમીનદારી પદ્ધતિ દાખલ થઈ હતી તે હજુ સુધી ચાલે છે. ત્યાં જમીનદારો જમીનના

**મ્હેસુલ ખાતું.** માલીકો ગણાય છે અને સરકારે નક્કી કરેલી રકમ તેઓ આજ સુધી આપે છે. તેમાં સરકાર વધારો કરી શકતી નથી. ત્યાં જમીનદારો ખેડુતો પાસે ખેતી કરાવે છે. સરકારે હાલ કેટલાક ફેરફારો કરી અયોધ્યાના પ્રાંતોમાં તાલુકદારી પદ્ધતિ દાખલ કરી છે. ત્યાંની મ્હેસુલ તાલુકદારો મારફતે વસુલ થાય છે. અને દર ત્રીસ વર્ષે મ્હેસુલની આંકણી કરવામાં આવે છે. ગુજરાત અને બીજા પ્રાંતોમાં રૈયતવારી પદ્ધતિ દાખલ કરવામાં આવી છે. આ પદ્ધતિ પ્રમાણે વીસ અથવા ત્રીસ વર્ષે મ્હેસુલની આંકણી થાય છે. અને તે મ્હેસુલ ખેડુતો પાસેથી બારોબાર લેવામાં આવે છે.

બહુ વરસાદ પડવાથી અથવા વરસાદ નહિ પડવાથી દુકાળ પડે છે. તે વખતે ખેતી થઈ શકતી નથી. અને તેથી પાક થતો નથી. આવી વખતે સરકાર મ્હેસુલ માફ કરે છે.

**દુષ્કાળ નિવારણ.** સખત દુકાળ પડયો હોય તો ખેડુતોને તગાવી આપવામાં આવે છે. કેટલીકવાર દુકાળને લીધે ભૂખે મરતા લોકોને જાહેર કામો ખોલી કામે લગાડવામાં આવે છે અને તેમના ઉદરપોષણ માટે અનાજ આપવામાં આવે છે. ઢોરોને માટે ઘાસ સંગ્રહી રાખવામાં આવે છે. તેમજ લોકો ખાનગી મદદ આપી દુકાળનું નિવારણ કરે છે.

છોકરા છોકરીઓને કેળવણી આપવા માટે ગામડામાં તથા શહેરોમાં નિશાળો ખોલવામાં આવેલી છે. ત્યાં પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ આપવામાં આવે છે. સ્કુલ ઉપરાંત કોલેજો પણ

**વિદ્યાધન.** ખોલવામાં આવેલી છે. તેમાં જુદી જુદી જાતનું શિક્ષણ મળે છે. ડૉક્ટરી, એન્જીનિયરીંગ, ટેકનીકલ, સાયન્સ, ખેતીવાડી, વેપાર બાબત વગેરેનું શિક્ષણ કોલેજોમાં અપાય

છે. ઇંગ્લાંડ જઇને પણ મોટી ડીગ્રીઓ પ્રાપ્ત કરી શકાય છે. શિક્ષકોને કેળવવાને માટે પણ કોલેજ રાખવામાં આવી છે. શાળાની તપાસ રાખવા માટે ઇન્સપેક્ટરો, સરકાર તરફથી નીમવામાં આવે છે. કેળવણીનું આખું ખાતું ડાયરેક્ટર ઓફ પબલીક ઇન્સટ્રક્ટર ચલાવે છે. યુનીવર્સિટીઓ મોટી પરિક્ષાઓ લે છે અને ડીગ્રીઓ આપે છે.

હિંદુસ્થાનમાં દેશી રાજ્યો ઘણાં છે. ગુજરાતમાં સૌથી મોટું ગાયકવાડનું દેશી રાજ્ય છે. કચ્છ અને કાઠીયાવાડમાં ઘણાં નાના મોટા દેશી રાજ્યો આવેલા છે. કેટલાક દેશી રાજાઓએ એકઠા થઈ 'નરેન્દ્ર મંડળ' નામની સંસ્થા ખોલી છે. મોટા દેશી રાજાઓ વાયસરોય સાથે

**દેશી રાજ્યો.**

બારોબાર પત્રવ્યવહાર કરી શકે છે દેશી રાજ્યમાં બંડ થાય ત્યારે સરકાર વચ્ચે પડે છે. રાજાના મરણ પછી કોઇ સગીર બાળક ગાદીએ આવે તો તે રાજ્યનો વહિવટ સરકાર માથે લે છે. સાધારણ બાબતમાં સરકાર વચ્ચે પડતી નથી. મોટા રાજ્યોમાં બ્રિટિશ રેસીડન્ટ રહે છે. કેટલાક નાના રાજ્યો એકત્ર કરી તેમના પર દેખરેખ રાખવા માટે એજન્ટ-ટુ-ધી ગવર્નર નીમવામાં આવેલો હોય છે.

**ઉપસંહાર માટે પ્રશ્નોઃ—**૧. હિંદનો મુખ્ય અમલ કોના હાથમાં છે? ૨. ધારાસભાના કેટલા વિભાગ છે અને તે કયા કયા? તે દરેક સભાનું કામકાજ કેવી રીતે ચાલે છે? ૩. પ્રાંતિક સરકાર એટલે શું? હિંદી સરકાર અને પ્રાંતિક સરકારમાં શો ફેર છે? ૪. રીઝર્વડ અને ટ્રાન્સફર્ડ સબ્જેક્ટસનો અર્થ સમજાવો. કયા કયા ખાતાંનો તેમાં સમાવેશ થાય છે? ૫. ડાયરકી એટલે શું? ૬. અદાલતો, પોલીસ, જેલ, સ્થાનિક સ્વરાજ્ય અને લશ્કરખાતાં પર ટુંક નોંધ કરો. ૭. મહેસુલ ખાતું, દુકાળ નિવારણ ફંડ અને નરેન્દ્ર મંડળ વિશે શું જાણો છો?

# સમાપ્ત

# અગત્યની તવારીખો.

ઈ. સ.

૧૪૯૨ કોલંબસે અમેરીકા શોધ્યું.
૧૪૯૯ વાસ્કોડીગામાનું હિંદમાં આવવું.
૧૬૦૦ અંગ્રેજ ઇસ્ટ ઇંડીઆ કંપનીની સ્થાપના.
૧૬૧૫ સર ટોમસ રો નું હિંદમાં આવવું.
૧૬૨૭ શિવાજીનો જન્મ.
૧૬૩૯ ઇસ્ટ ઈંડીઆ કંપનીએ મદ્રાસ મેળવ્યું.
૧૬૬૮ ચાર્લ્સ રાજાએ મુંબઇ બેટ કંપનીને આપ્યો.
૧૬૭૪ શિવાજીનો રાજ્યાભિષેક.
૧૬૮૦ શિવાજીનું મૃત્યુ.
૧૬૯૦ કલકત્તામાં અંગ્રેજે કોઠી નાંખી.
૧૭૦૦ રાજારામનું મૃત્યુ.
૧૭૦૨ હૈદરનો જન્મ.
૧૭૨૦ બાલાજી વિશ્વનાથનું મૃત્યુ.
૧૭૩૯ નાદીરશાહની સ્વારી.
૧૭૪૦ બાજીરાવનું મૃત્યુ,
૧૭૫૨ આર્કટનો ઘેરો
૧૭૫૬ કલકત્તાનું કારાગૃહ.

ઈ. સ.

૧૭૫૭ પ્લાસીનું યુદ્ધ.
૧૭૬૦ હૈદરનું ગાદીએ બેસવું.
૧૭૬૧ પાણીપતનું ત્રીજું યુદ્ધ.
૧૭૬૪ બક્સરનું યુદ્ધ.
૧૭૭૩ રેગ્યુલેટીંગ એક્ટ.
૧૭૭૪ ક્લાઇવનું મરણ.
૧૭૮૨ સાલબાઇના કોલકરાર.
૧૭૮૪ મેંગલોરની સંધિ; પિટનું બીલ.
૧૭૯૨ શ્રીરંગપટ્ટમની સંધિ.
૧૭૯૦ બંગાળામાં કાયમી જમાબંધી.
૧૭૯૫ કુર્દલાનું યુદ્ધ.
૧૮૦૨ વસઇના કરાર.
૧૮૦૩ દેવગામના કરાર.
૧૮૦૬ વેલોરનો બળવો.
૧૮૧૮ પિંઢારાઓને તાબે કર્યાં.
૧૮૨૬ યાંદાબુના કરાર.
૧૮૨૯ સતીનો રીવાજ બંધ.
૧૮૩૩ ઇસ્ટ ઈંડીઆ કંપનીને નવો પટો મળ્યો.
૧૮૩૫ મેકોલેએ અંગ્રેજી કેળવણી હિંદમાં દાખલ કરી.

ઇ. સ.

૧૮૩૫ છાપખાનાની છૂટ.

૧૮૪૯ પંજાબ ખાલસા થયું.

૧૮૫૩ નાગપુર ,, ,,

૧૮૫૩ હિંદમાં રેલવેની શરૂઆત.

૧૮૫૬ અયોધ્યા પ્રાંત ખાલસા.

૧૮૫૭ સીપાઇનો બળવો.

૧૮૫૮ વિક્ટોરીઆ રાણીનો ઢંઢેરો.

૧૮૮૭ મહારાણીનો સુવર્ણમહોત્સવ.

૧૮૯૭ હીરક મહોત્સવ.

૧૯૦૦ છપ્પનીઓ દુકાળ.

૧૯૦૦ મહારાણીનું અવસાન.

૧૯૦૩ દિલ્હીમાં દરબાર.

૧૯૦૯ મોર્લીમિન્ટો સુધારા.

ઇ. સ.

૧૯૧૦ રાજા એડવર્ડનું અવસાન.

૧૯૧૧ દિલ્હીદરબાર. જ્યોર્જ ગાદીએ બેઠા.

૧૯૧૪ મહાવિગ્રહ (યુરોપમાં)

૧૯૧૯ રોલેટ એક્ટ

,, મોંટેગ્યુ ચેમ્સફર્ડ સુધારા.

૧૯૨૧ નરેન્દ્રમંડળની સ્થાપના.

૧૯૨૮–૨૯ સાઇમન કમીશન–(હિંદમાં)

૧૯૩૦ ગોળમેજી પરિષદ (પહેલી).

૧૯૩૧ લોર્ડ ઇર્વિન ઇંગ્લાંડ ગયા.

,, લોર્ડ વિલીંગ્ડન આવ્યા.



# સ્કૉલરશિપ, વર્નાક્યુલર ફાઈનલ તથા મેટ્રીકની પરીક્ષાના સવાલો.

---

૧. શિવાજીની રાજ્યપદ્ધતિ હાલની પદ્ધતિને કેટલે અંશે મળતી આવે છે અને તેથી મરાઠી રાજ્યને શું લાભ થયા તે લખો. ૨. નીચેની બાબતોની યોજના કેવી રીતે કરી હતી તે જણાવોઃ-(૧) ચોથ (૨) દ્વિરાજક પદ્ધતિ (૩) બોર્ડ ઓફ કંટ્રોલ (૪) સહાયકારી લશ્કરી યોજના (૫) કાયમી જમાબંધી. ૩. પ્રાંતિક રાજ્યવ્યવસ્થાનું બંધારણ સમજાવો અને "રીઝર્વ્ડ સબ્જેક્ટસ" ને "ટ્રાન્સફર્ડ સબ્જેક્ટસ" એટલે શું તે દાખલા આપી સમજાવો. ૪. નીચેના વિશે ટુંકમાં લખોઃ- ખાલસા પદ્ધતિ, સ્થાયી જમાબંદી, રાણીનો ઢંઢેરો, ચંદ્રગુપ્ત મૌર્ય, ટોડરમલ. ૫. મરાઠા રાજ્યનો પાયો નાંખનાર કોણ હતો? તેણે કેવી રીતે મરાઠા રાજ્યની સ્થાપના કરી અને તેને ટકાવી રાખવા રાજકીય અને લશ્કરી ગોઠવણ શી શી કરી હતી તે લખો. ૬. બંગાલામાં અંગ્રેજોની સર્વોપરિ સત્તા શી રીતે સ્થપાઈ તે વર્ણવો. ૭. બીજા બાજીરાવને કયા સંજોગોમાં વસાઇના કોલકરાર કરવા પડ્યા અને તેની અસર મરાઠા રાજ્ય ઉપર શી થઈ તે લખો. ૮. નીચેના બનાવો આપેલા રાજ્યકર્તાઓના સમયમાં બનેલા છે. કયો બનાવ કોના વખતમાં થયો છે તે બતાવોઃ-ટીપુનું મરણ, પ્લાસીનું યુદ્ધ, પિંઢારાનો નાશ, પાણીપતનું ત્રીજું યુદ્ધ, સહાયકારી પદ્ધતિ, પંજાબનું અંગ્રેજી રાજ્ય સાથે જોડાણ; સિરાજુદ્દૌલા, મહમદશાહ, માર્કિવસ ઓફ વેલેસ્લી, હેસ્ટિંગ્સ, લોર્ડ ડલહાઉસી, લોર્ડ કૉર્નવૉલિસ, બાલાજી બાજીરાવ. ૯. મરાઠા રાજ્યના ઉદય અને પડતીના કારણો આપો. ૧૦. નીચેના પૈકી કોઇ પણ પાંચ વિશે ટુંકી હકીકત લખોઃ-બીજો મ્હૈસુર વિગ્રહ, આર્થર વેલેસ્લી, મહારાણી વિકટોરીઆનો ઢંઢેરો, પ્લાસીનું યુદ્ધ અને પ્રાંતિક ધારાસભા. ૧૧. લોર્ડ ડલહાઉસીની કારકીર્દિનું વર્ણન કરો અને તેના વખતમાં

હિંદુસ્થાનમાં બ્રિટિશ મુલકનો વિસ્તાર નકશો દોરી દર્શાવો. ૧૨. મુંબાઈ ઇલાકો જુદે જુદે વખતે કયા કયા મુલકો બ્રિટિશ રાજ્યમાં જોડાયાથી બન્યો તેનું દિગ્દર્શન કરો. ૧૩. નીચેના પૈકી કોઇ પણ પાંચ વિશે ટુંક હકીકત લખોઃ—અહલ્યાબાઇ, ટીપુ, મીરકાસીમ, બંગાળની દ્વિરાજ્ય પદ્ધતિ, પ્રજાસંઘ, પહેલો મરાઠા વિગ્રહ, નાનક. ૧૪. "નાના ફડનવીસ સાથે મરાઠી રાજ્યનું ડહાપણ ગયું" આ કથન કેટલે અંશે સત્ય છે તે સિદ્ધ કરો. ૧૫. લોર્ડ હેસ્ટિંગ્સ, લોર્ડ ડલહાઉસી અને લોર્ડ વેલેસ્લી એમાંથી તમે કોને વધારે સમર્થ ગણો છો અને શા માટે? તેની કારકીર્દિનું વર્ણન કરો. ૧૬. અકબરની રાજ્યનીતિનું વર્ણન કરો. બ્રિટિશ રાજ્યનીતિમાં તે જ્યાં જોવામાં આવતી હોય તે બતાવો. ૧૭. ઇસ્ટ ઇંડીઆ કંપનીને જુદી જુદી વખતે જે સનંદો મળી તે જણાવો. તેમાં દર વખતે શા શા ફેરફાર કરવામાં આવ્યા હતા? ૧૮. સંભાજીના મરણથી (૧૬૮૯) તે બાલાજી વિશ્વનાથના મરણ સુધી (૧૭૨૦) મરાઠાઓના ઇતિહાસનું વર્ણન કરો. ૧૯. રાઘોબા (રઘુનાથરાવ) સાથે માધવરાવ ૧લાનો સંબંધ કેવા પ્રકારનો હતો? તે વિશે તમે શું જાણો છો? રાઘોબાએ પેશ્વાઈ મેળવવાને અંગ્રેજની મદદ લીધી તે સંજોગોનું વર્ણન કરો. ૨૦. ડુપ્લેએ પોતાના દેશને માટે અહીં શી સેવા બજાવી? હિંદુસ્થાનમાં રાજ્યસ્થાપનામાં ફ્રેંચ કેમ નિષ્ફળ નિવડ્યા તે જણાવો. હાલ અહીં ફ્રેંચ સંસ્થાનો કયા કયા છે? ૨૧. સહાયકારક યોજના એટલે શું તે સમજાવો. લોર્ડ વેલેસ્લીએ કયા કયા સંસ્થાનો અંગ્રેજ રાજ્યમાં ઉમેર્યા હતા? નકશો દોરીને સંસ્થાઓ દર્શાવો. ૨૨. લોર્ડ હાર્ડિંજના રાજ્યકારભારના મુખ્ય મુખ્ય બનાવો કયા કયા હતા? ૨૩. હિંદુસ્થાનના ગવર્નર જનરલના કાર્યવાહક મંડળના બંધારણ વિશે શું જાણો છો? તેનું કામકાજ કેવી રીતે ચાલે છે તે કહો. ૨૪. મ્યુનીસીપાલીટીની મુખ્ય ફરજો કયી કયી છે? તેની મુખ્ય આવક કયી રીતે આવે છે તે જણાવો. ૨૫. નીચેના કોઈ ત્રણપર ટુંક નોંધ કરોઃ—બોર્ડ ઓફ કંટ્રોલ; ૧૮૩૩નો ચાર્ટર. ડોકટ્રીન ઓફ લેપ્સ; મોર્લીમિન્ટો

સુધારા; ઇંડીઅન ડીફેન્સ ફોર્સ. ૨૬. મુંબઈ ઇલાકાની સીવીલ અને ક્રીમીનલ કોર્ટ વિશે જે જાણુતા હો તે લખો. ૨૭. મુંબઈ ઇલાકો કેવી રીતે બન્યો તે ટુંકમાં જણાવો. એક નકશો દોરી તેમાં તે બધું બતાવો. ૨૮. શીવાજીની લશ્કરી અને રાજકીય વ્યવસ્થા વિશે ટુંક નોંધ કરો. ૨૯. માધવરાવ ૧લાની કારકીર્દિનું વર્ણન કરો. તમે તેને મોટામાં મોટો પેશ્વા ગણો છો? કારણુ આપી સમજાવો. ૩૦. લોર્ડ મિન્ટોના રાજ્યકારભારના મુખ્ય બનાવો કયા કયા હતા? (૧૯૦૫-૧૦) ૩૧. નીચેના ત્રણુ વિશે જે કાંઈ જાણુતા હો તે લખો:-સર ટોમસ મન્રો; રાજા રામમોહનરાય; ગોપાળ કૃષ્ણ ગોખલે; નૉન-ઇન્ટરવેન્શન પોલીસી ( દેશી રાજ્યો વચ્ચે નહિ પડવાની રાજ્યનીતિ ); બંગભંગ; હિંદી રાષ્ટ્રીય મહાસભા. ૩૨. દૌલતરાવ સીંધીઆ અને જસવંતરાવ હોલ્કર વચ્ચે દ્વેષની લાગણીનું વર્ણન કરો અને મરાઠાઓ પર તેની શી અસર થઈ તે જણાવો. ૩૩. મીર કાસીમને જે સંજોગોમાં બંગાલનો સુબો બનાવવામાં આવ્યો તેનું વર્ણન કરો. પાછળથી ઇસ્ટ ઇંડીઆ કંપનીએ તેને કેમ ગાદીએથી ઉઠાડી મુકયો? ૩૪. શીખ લોકો હિંદુસ્થાનમાં કેવી રીતે બળવાન થયા? તેમાં રણજીતસિંહે શું મુખ્ય ભાગ ભજવ્યો તે કહો. ૩૫. લોર્ડ રીપનના રાજ્યકારભારના જાણીતા મુખ્ય બનાવો કયા કયા હતા? ૩૬. મુંબઇ સરકાર અને હિંદી સરકારની મુખ્ય આવકો શામાંથી છે તે કહો. ૩૭. ઈ.સ. ૧૯૧૯ના કાયદાથી પ્રાંતિક અને મધ્ય સરકારની ધારાસભામાં કયા કયા ફેરફારો થયા છે તે જણાવો. ૩૮. નીચેના કોઇ પણ ત્રણ ઉપર ટુંક નોંધ લખો:-ચોથ અને સરદેશમુખી. નાના ફડનવીસ; મેકૉલે; રાણીનો ઢંઢેરો (૧૮૫૮). ૩૯. જે સંજોગોમાં મરાઠા રાજ્યનો વિસ્તાર થવા પામ્યો તે સંજોગોનું વર્ણન કરો અને તેની પડતીના કારણો આપો. ૪૦. બાજીરાવ ૧લાના વખતમાં મરાઠા વંશની ચઢતી વિશે જે જાણુતા હો તે લખો. ૪૧. સીવીલ અને ક્રીમીનલ કોર્ટ વિશે જે જાણુતા હો તે લખો અને ત્યાં ન્યાયની પદ્ધતિ શી છે તે જણાવો. ૪૨. સ્થાનિક સ્વરાજ એટલે શું? મ્યુની-

સીપાલીટીની મુખ્ય ફરજો અને આવક કયી કયી છે તે કહો. ૪૩. વૉરન હેસ્ટિંગ્સ પર ઇંગ્લાંડમાં શા માટે કેસ ચાલ્યો તે કહો, તેનું પરિણામ શું આવ્યું તે જણાવો. ૪૪. લોર્ડ રીપને હિંદુસ્થાનના લોકોનો પ્રેમ અને માન કેવી રીતે મેળવ્યા તે જણાવો. ૪૫. બાલાજી બાજીરાવના રાજ્યકારભારની ટૂંક નોંધ કરો. ૪૬. મહાદજી સીંધીઆ અને નાના ફડનવીસ વચ્ચે દ્વેષભાવનાની ટૂંક નોંધ કરો અને તેનાથી મરાઠાના ઇતિહાસમાં શી અસર થઇ તે કહો. ૪૭. લડવૈયા અને રાજ્યકર્તા તરીકે કલાઇવનું ટૂંક વર્ણન કરો અને કારણો આપી તમારો અભિપ્રાય દર્શાવો. ૪૮. દલહાઉસીના સુધારા અને સંસ્થાના જોડાણ વિશે શું જાણો છો? ૪૯ અંગ્રેજ સરકાર અને દેશી રાજ્યો વચ્ચે હાલ કેવો સંબંધ છે તે જણાવો. ૫૦. ઇ. સ. ૧૯૧૯ના કાયદાથી પ્રાંતિક અને મધ્ય સરકારની ધારાસભામાં શા શા ફેરફાર થયા? ૫૧. શીવાજીના મરણ વખતે મરાઠા રાજ્યનો વિસ્તાર કેટલો હતો? શિવાજીની રાજ્યવ્યવસ્થા વિશે શું જાણો છો? ૫૨. ઇ. સ. ૧૭૬૧ની પાણીપતની લડાઈ થઇ ત્યાંસુધી મરાઠા લોકોના ઇતિહાસનું વર્ણન કરો અને મરાઠાઓની હાર કેવી રીતે થઇ તે કારણો આપી જણાવો. ૫૩. ઇ. સ. ૧૭૬૭ સુધી બંગાળામાં અંગ્રેજ સત્તા કેવી રીતે વધવા પામી તે જણાવો. ૫૪. અંગ્રેજ સરકારને સીંધ અને પંજાબ કેવી રીતે મળ્યા તે જણાવો. ૫૫. નવા સુધારા પછી પ્રાંતિક સરકાર કેવી રીતે રાજ્યવ્યવસ્થા ચલાવે છે તે વર્ણવો. ૫૬. લોકલ સેલ્ફ ગવર્મેન્ટ એટલે શું તે સમજાવો અને મ્યુનીસીપાલીટી અને લોકલબોર્ડની શી ફરજો છે અને શી સત્તા છે તે કહો. ૫૭. અફઘાનિસ્તાન સાથે અંગ્રેજ રાજ્યનો આજનો તથા આગળનો સંબંધ કેવો છે તે જણાવો. ૫૮. લોર્ડ વિલિયમ બેન્ટિકે હિંદુસ્થાનના લોકોના સુખને માટે શું શું કર્યું તે કહો. ૫૯. નીચેની બાબતો પર ટૂંક નોંધ કરો:–ડાયર્કી; દ્વિરાજક પદ્ધતિ; કાયમી જમાબંદી: સહાયકારક યોજના; પિંઢારાઓ; ઠગ લોકો. રીઝર્વડ અને ટ્રાન્સફર્ડ સબ્જેક્ટ; ઇલ્બર્ટ બીલ; અસહકાર; નરેન્દ્રમંડળ; ગોળમેજી પરિષદ.

૬૦. (**ઈ. સ. ૧૯૩૧ની મેટ્રીકની પરીક્ષાના સવાલો**). સમુદ્રગુપ્તને શા માટે હિંદુસ્થાનનો નેપોલીઅન કહેવામાં આવે છે અને ગુપ્તયુગને શા માટે હિંદનો સુવર્ણયુગ કહેવામાં આવે છે? ૬૧. હર્ષવર્ધન અને અશોકના શિલાલેખ અને કનિષ્ક વિશે શું જાણો છો? ૬૨. બાબરનું ચારિત્ર વર્ણવો અને બીજા પાણીપતના યુદ્ધનું પરિણામ આપો. ૬૩. શેરશાહના સમયના મુખ્ય બનાવો આપો અને અકબરની સાથે તેની સરખામણી કરો. ૬૪. શિવાજીને લશ્કરી નેતા અને રાજ્યકર્તા તરીકે વર્ણવો. ૬૫. બીજા મરાઠા વિગ્રહના કારણો દર્શાવો, શીખ સત્તાની પડતીના કારણો આપો અને મોગલ સામ્રાજ્યની પડતીના કારણો જણાવો. ૬૬. નીચેમાંથી ત્રણ પર ટુંક નોંધ કરો:-લેપ્સની રાજ્યનીતિ; સહાયકારક યોજના; પીટ ઈંડીઆ બીલનું પરિણામ; બ્રહ્મદેશની જીત; લોર્ડ રીપનના સુધારા. ૬૭ ગવર્નર જનરલની સામાન્ય અને અસામાન્ય સત્તાનું વર્ણન કરો અને દિલ્હીની ધારાસભાના મુખ્ય કામકાજનો હેવાલ આપો. ૬૮. મધ્ય અને પ્રાંતિક સરકારની આવકના મુખ્ય સાધનો આપો.

---